સૌ. દિવાળીબાઈ, તે સ્વ. પ્રહ્‌લાદજી સેવકરામનાં પત્ની
સ્મારક-ગ્રંથમાળા ફંડનો

# ઉપોદ્‌ઘાત

સ્વ. પ્રહ્લાદજી સેવકરામના પુત્ર ઇંદુપ્રસાદ વતી એમનાં બ્હેન કમળાલક્ષ્મીએ રૂ. ૫૦૦૦) ની રકમ સોસાયટીને એવી શરતે સોંપી છે કે એના વ્યાજમાંથી સ્ત્રીઉપયોગી પુસ્તક દર વર્ષે અથવા એનાથી વધતા ઓછા અંતરે સોસાયટીએ છપાવી પ્રસિદ્ધ કરવું અને એ પુસ્તકમાં ‘સૌ. દિવાળીબાઈ તે સ્વ. પ્રહ્લાદજી સેવકરામનાં પત્ની, સ્મારક-ગ્રંથમાળા’ એ નામ લખવું. એ પ્રમાણે સદરહુ ફંડમાંથી આજ દિન સુધીમાં નીચેનાં પુસ્તકો છપાવી પ્રસિદ્ધ કરવામાં આવ્યાં છે:

| ક્રમ | નામ | કિંમત |
|---|---|---|
| ૧. | ગ્રીક સાહિત્યનાં કરુણ રસપ્રધાન નાટકો અને કથાઓ | ૦–૧૨–૦ |
| ૨. | જગતનો સંક્ષિપ્ત ઇતિહાસ | ૦–૧૨–૦ |
| ૩. | હિંદુસ્તાનનો પ્રાચીન ઇતિહાસ, પૂર્વાર્ધ | ૧–૦–૦ |
| ૪. | ,, ,, ઉત્તરાર્ધ, | ૧–૦–૦ |
| ૫. | ઝાંસીની રાણી લક્ષ્મીબાઇ | ૧–૦–૦ |
| ૬. | ફોરમ (શ્રી વિદ્યાબ્હેન ર. નીલકંઠનો લેખ-સંગ્રહ) | ૧–૮–૦ |
| ૭. | નારીકુંજ ( ,, ,, ,, ) | ૧–૦–૦ |

ગુજરાત વિદ્યાસભા
અમદાવાદ
તા. ૨૯–૧૦–’૫૬

જેઠાલાલ જીવણલાલ ગાંધી
સહાયક મંત્રી

# નિવેદન

ગુજરાત વિદ્યાસભાએ પ્રસિદ્ધ કરવા માટે નક્કી કરેલા લેખસંગ્રહનું આ બીજું પુસ્તક છે વેરવિખેર પડેલા લેખોને ત્રણ વિભાગમાં વહેંચવાની ધારણા રાખી આ પુસ્તકમાં સ્ત્રીઓને વિશેષ રસ પડે, તેમને વધારે ઉપયોગી થઈ પડે તેવા લેખો મુખ્યત્વે કરીને રાખવામાં આવ્યા છે સ્ત્રીઓ પુરુષોથી જુદા જ પ્રકારનાં મનુષ્ય છે, તેમને અમુક પ્રકારનું જ શિક્ષણ આપવુ, તેમને માટે સામાજિક, આર્થિક, ધાર્મિક તથા શૈક્ષણિક જુદાં ધોરણો હોવાં જોઈએ એમ માનનાર પૈકી હું નથી. સર્વ ક્ષેત્રોમાં સ્ત્રીઓની પુરુષો સાથે સમાનતા હોવી જોઈએ એમ દૃઢતાપૂર્વક માનું છું જીવનમાં સ્ત્રીપુરુષનાં કાર્યક્ષેત્રો કેટલાંક જુદાં થઈ જાય છે એ સત્ય હકીકત છે, તેને માટે યોગ્ય તૈયારી પણ જરૂરી છે, તથાપિ અમુક અમુક ક્ષેત્રો સામાન્ય હોય છે એ નિઃસંશય છે શિક્ષણની બાબતમાં મારી માન્યતા એવી છે કે ઉચ્ચ શિક્ષણ જેને કહેવામાં આવે છે એટલે કે ગ્રેજ્યુએટ સુધીનું શિક્ષણ એ સર્વસામાન્ય હોય તો ચાલે ભિન્ન ક્ષેત્રોમાં કામ કરવા માટે એ પ્રથમ ભૂમિકા છે અને એટલું શીખેનાં કોઈપણ ક્ષેત્રમાં કાર્ય કરવા માટે સ્વયં અથવા જરૂરી માર્ગદર્શન સાથે તૈયાર થઈ શકે કૉલેજમાં શીખેલી બાબતો પુરુષ તેમજ સ્ત્રી એ બન્નેને જીવનમાં દરેક પ્રસગે કામમાં આવી શકતી નથી. ઉચ્ચ ગણિત કે વિજ્ઞાન પુરુષને નોકરીધંધામાં કામ નથી આવતું તેમ સ્ત્રીઓને પણ ઘરકામ કે બાળઉછેરમાં કામ ન આવે એ બનવાજોગ છે. પરંતુ ઉચ્ચ શિક્ષણના વિષયો મનુષ્યનું માનસ ઘડવામાં, તેમના

મનુષ્યત્વનો વિકાસ સાધવામાં સહાયભૂત બને છે. એ નિર્વિવાદ છે અને તેથી જ સ્ત્રીપુરુષને સરખી કેળવણી આપવી જોઇએ એવી સારી માન્યતા છે.

અમુક બાબતો સ્ત્રીઓએ શીખવી જોઈએ એમ માનનાર એમ સમજતા જણાય છે કે આરોગ્ય બાળઉછેર એવી બાબતો સ્ત્રીઓ જાણે તે બસ છે; તો હું નમ્રતાપૂર્વક જણાવીશ કે ગૃહસ્થજીવનવાળા પુરુષો માટે પણ આ વિષયો સરખા જ જરૂરી છે બાળકને અમુક રીતે ઉછેરવા તેમજ તદુરસ્ત રાખવા માટે લેવા જોઇતા ઉપાયો એ સ્ત્રી જાણે ને પુરુષ ન જાણે તો સ્ત્રીનું તે જ્ઞાન નિષ્ફળ જાય છે. એટલું જ નહિ, પણ ઘણી વાર ઊલટાં પરિણામ લાવે છે. આ તો એક માત્ર દૃષ્ટાંત છે.

આ બધુ છતાં અમુક બાબતોમાં મોટા ભાગની સ્ત્રીઓને વિશેષ રસ પડે છે એ હકીકત છે અને તેવી દૃષ્ટિથી લખાયેલા વિવિધ લેખોનો આ સગ્રહ છે. એના પ્રકાશન માટે ગુજરાત વિદ્યાસભાની હું આભારી છુ એનું વાચન કોઈને પણ ગમે અગર ઉપયોગી થઈ પડે તો હું કૃતાર્થતા સમજીશ

મારા પ્રથમ સગ્રહ 'ફોરમ'ને પ્રસિદ્ધ કરવામાં ભાઈશ્રી શાસ્ત્રી કેશવરામે જહેમત ઉઠાવી હતી તેમ આ પુસ્તક માટે પણ તેમણે ઉત્સાહપૂર્વક શ્રમ લીધો છે, તે ખાતે એ ભાઈની ઋણી છું.

વર્ષો પૂર્વે લખાયેલા લેખોમાં જે કાંઈ ક્ષતિઓ હોય તે માટે વાચકોની ક્ષમા યાચું છું.

અમદાવાદ — વિદ્યાબહેન ર. નીલકંઠ

તા. ૨૭–૧૦–૫૬

# અનુક્રમણિકા

# ગાંધીજીનાં કેટલાંક સ્મરણ

સને ૧૯૧૬ની સાલ હતી. દક્ષિણ આફ્રિકામાં હિંદીઓનો પક્ષ લઈ રાજ્યકર્તાઓની ભૂલો બતાવી નામના મેળવી હિંદુસ્તાનમાં શ્રી. મોહનદાસ કરમચંદ ગાંધી આવે છે એ સમાચાર સમસ્ત દેશમાં ફરી વળેલા. વિશેષમાં, ગાંધીજી અમદાવાદમાં નિવાસ કરવાના છે એ હકીકતે અનેકને તર્કવિતર્કમાં નાંખી દીધા. આવા ધનપ્રાપ્તિમાં રચ્યાપચ્યા નગરમાં રાજકીય પ્રવૃત્તિને સ્થાન મળશે કે કેમ તે પણ ઘણાંને મન શંકા પડતું હતું તેમજ ગાંધીજીનો કાર્યક્રમ પણ બરાબર જાણવામાં નહોતો. સ્વદેશમાં આવી પોતાની શક્તિઓનો ઉપયોગ કરવો એમ સહુકોઈની સમજમાં હતું.

અહીંની રાજકીય પ્રવૃત્તિઓનું કેન્દ્ર તે સમયે ગુજરાત સભા હતું. મુખ્યત્વે વકીલમંડળ તેમાં રસ લેતું. સ્વ. સર રમણભાઈ આગેવાન વકીલ હોઈ તેમાં ભાગ લેતા. ગાંધી અહીં આવે ત્યારે સ્ટેશને સ્વાગત કરવા જવાનો નિર્ણય થયેલો. સાથે મારે પણ સ્ટેશને જવાનું થયું હતું. વેઈટિંગ રૂમમાં સંખ્યાબંધ માણસોની વચ્ચે ગાંધીજીને જોયા ધોળું અંગરખું ને ધોળું ફાળિયું – આ વેશ સાથે તેમને પ્રથમ જોયા. આજે તેમને જોનાર પ્રથમ દર્શને પણ જે ભવ્ય છાપ લઈ જાય છે તેવું દેખાયું નહિ. કદાચ જોવાની ખામી પણ હોય. અથવા ત્રીસ વર્ષના ગાળામાં આધ્યાત્મિક પ્રગતિ ગાંધીજીની થઈ છે તે તે વખતે અલ્પ સ્વરૂપમાં હોય એ પણ સંભવ છે.

પૈસા કમાનારા બોલવા લાગ્યા: "વળી આ ક્યાં અહીં આવી ડહોળવા હાજર થયા!–".

ગાંધીજી અમદાવાદ આવ્યા પછી થોડા જ વખતમાં શ્રીમતી

સરોજિની નાયડુ આવેલાં. મિસિસ નાયડુ સાથે અમારે બહુ જૂનું ઓળખાણ. તેમને અમે ચા પીવા બોલાવેલાં ને ગાંધીજી તેમજ કસ્તૂરબાને પણ તેડેલાં. અમારી માહિતી મુજબ ગાંધીજીને ખપતી વાની તૈયાર કરેલી, પરંતુ તેઓએ કાંઈ ખાધું નહિ. પાંચ પદાર્થ ખાવાનો એમનો નીમ હતો. સવારે ભોજનમાં ચાર વસ્તુ થઈ ગયેલી. અમે કહ્યું: એક ચીજ લો; ત્યારે પોતે કહ્યું કે આમ તો ચાર વસ્તુ જમ્યો છું, પણ બાએ દૂધીના શાકમાં ચણાની દાળ નાંખી હતી એટલે પાંચ થઈ ગઈ! અમે સ્વાભાવિક નિરાશ થયાં.

અમદાવાદમાં સાબરમતીને કિનારે કોચરબ ગામમાં ગાંધીજીએ સ્વ. જીવણલાલ વ્રજરાય બૅરિસ્ટરના બંગલામાં આશ્રમની શરૂઆત કરી હતી.

એક દિવસ સાંજના પ્રાર્થનાસમયે અમે સ્વ. રમણભાઈ સાથે ત્યાં ગયાં. નિયમિત પ્રાર્થના થઈ ગયા પછી ગાંધીજીએ રમણભાઈને કહ્યું કે તમે આશ્રમના વિદ્યાર્થીઓ સમક્ષ કાંઈક બોલો. રમણભાઈએ કાશિરાજ અને મગધરાજની વાર્તાનો પ્રસંગ કહી સંભળાવ્યો. આ કથા એવી છે કે એક વખતે એક સાંકડા રસ્તામાં આ બન્ને રાજાઓના રથ સામસામા આવી ગયા. એક રથ પાછો ફરી બાજુએ ખસે તો જ બીજો રથ આગળ જઈ શકે. પણ જેનો રથ પાછો હટે તેણે પોતાનું ઊતરતાપણું કબૂલ કર્યું કહેવાય. એટલે બન્નેના સારથિ મક્કમ રહ્યા. આખરે એમ ઠરાવ્યું કે બન્ને રાજાની સરખામણી કરવી અને તેમાં જે ઊતરતો ઠરે તેણે પોતાનો રથ પાછો હઠાવવો. રાજ્યવિસ્તાર, સમૃદ્ધિ, સૈન્ય એ સર્વ તો બન્નેનાં સરખાં જ નીકળ્યાં ત્યારે ચારિત્ર્યની સરખામણી કરવા માંડી. કાશિરાજના સારથિએ કહ્યું કે "અમારા રાજા ક્રોધીને ક્રોધથી વશ કરે છે અને શાંત માણસ આગળ શાંત રહે છે; દુષ્ટની સાથે દુષ્ટતાથી વર્તે છે અને સાધુ આગળ સાધુતાથી; કપટી સાથે કપટભાવ રાખે છે અને શીલવાન તરફ શીલભાવ." મગધરાજના સારથિએ કહ્યું કે "અમારા રાજા ક્રોધીને પણ અક્રોધથી વશ કરે છે, દુષ્ટ માણસ તરફ પણ સાધુતાથી વર્તે છે અને કપટી માણસ આગળ

પણ દીનભાવ બતાવવાનું ચૂકતા નથી" આ કથન સાંભળી કાશિરાજે પોતાની હાર કબૂલ કરી અને રથ પાછો હઠાવી મગધરાજને માર્ગ આપ્યો.

ગાંધીજીને આ કથા ખૂબ ગમી ગઈ ગુજરાતી ન સમજનાર આશ્રમવાસીઓના લાભ માટે તેમણે એક વિદ્યાર્થી પાસે ફરીથી હિંદીમાં એ કહેવડાવી

આ વખતે સ્વ. મહાદેવભાઈ ત્યાં બેઠેલા હતા એ વખતના મહાદેવભાઈ એટલે તાજા પાસ થયેલા વકીલ, અને કોટ પાટલૂન તથા ચળકતા દક્ષિણી બોખામાં સજ્જ થયેલા એમને અમારાં છોકરાં (મહાલક્ષ્મી ટ્રેનિંગ કોલેજના) માસ્તર મકનજી દેસાઈના પુત્ર તરીકે ઓળખતાં એમના પિતાજી રમણભાઈને ભલામણ કરી ગયેલા કે મારા દીકરાને વકીલાતનું કામકાજ શીખવજો! ભાવિની કોને ખબર હતી?

આ મહાદેવભાઈએ આશ્રમવાસીઓ સમક્ષ રમણભાઈ પ્રત્યે પોતાની પૂજ્યવૃત્તિ વ્યક્ત કરવા ગાંધીજી પાસે પરવાનગી માગી એ મળતાં એમણે રમણભાઈના સૌજન્ય, ચારિત્ર્યશીલતા અને ખાસ કરીને સરળ સ્વભાવનું સરસ વર્ણન કર્યું એમણે કહ્યું કે "કવિ નાનાલાલે એક શાંત સરોવરનું વર્ણન કરતાં લખ્યું છે કે – નરી સરળતા કોણ પૂજશે, નથી તેજ નથી તરંગ." રમણભાઈ પણ આવા શાંત સરોવર જેવા જ છે એમનામાં નરી સરળતા ભરી છે પણ ગુજરાતમાં એ નરી સરળતા પૂજનારા અનેક નીકળ્યા છે અને એ સરળતાએ જ એમનું જીવન ઉજ્જવલ કર્યું છે"

'આશ્રમભજનાવલી' માટે ગાંધીજીએ – Lead Kindly Light એ સ્તોત્રનું પદ્યમાં ભાષાંતર કરવા માટે માગણી કરેલી મે યથાશક્તિ એક પદ્ય તેમની પસંદગી માટે મોકલેલું સ્વ. નરસિંહરાવ દિવેટિયા-રચિત કાવ્ય પસંદગી પામ્યુ આવા પ્રખર વિદ્વાન અને કવિની કૃતિ ઉત્તમ ઠરે એમાં નવાઈ નથી તે વખતે ગાંધીજીએ મારા પર પત્ર લખેલો તે અત્રે સામેલ કરું છુ

" અમદાવાદ,
ભાદરવા સુદ ૬

" વહાલાં બેન,

આપે તરજુમો મોકલ્યો તે સારુ આપનો તેમજ સ્રજ રમણુ ભાઈનો આભાર માનુ છુ પણ મારે એ ભજનનો ભાવાર્થ જોઈએ છે તેમાં રહેલો ધ્વનિ આપણી વાણીમાં આવી શકે તે માગુ છું " દયામય જ્યોતિ' ને સારુ આપણી પાસે ચાલુ વિશેષણ નહી હોય. "એક પગલાની આશ "માં " One step enough for me "નો ધ્વનિ નથી આપણાં શાસ્ત્રોમાં વપરાતા શબ્દોમાં ન્યૂમેનનો ભાવ પ્રગટવો આપણી વાણીને મુશ્કેલ ન હોવો જોઈએ

આંગળી આપતાં પોંચુ પકડવાનો આરોપ ના મૂકશો મારી માગણી ટીકારૂપે પણ ન સમજશો

મોહનદાસ ગાંધીના
વંદે માતરમ્"

સ્વ સર રમણભાઈના લાંબા મંદવાડ દરમ્યાન સને ૧૯૭૭ની આખરમાં ગાંધીજી તેમની ખબર પૂછવા અમારે ત્યાં આવેલા રમણભાઈથી તો બિલકુલ બોલાતું નહોતુ, ચાલવાની પણ કાંઈક મુશ્કેલી હતી ઊઠીને સામા તેડવા જતાં ગાંધીજીએ અટકાવ્યા બહુ મમતાથી તબિયતના સમાચાર પૂછ્યા અને કહે કે "આ તો મારુ જાત્રાનું ધામ કહેવાય મને ફુરસદ નથી મળતી, નહિતો આ જાત્રા માટે તો મારે અનેક વાર આવવુ જોઈએ" ઊઠીને જતી વખત ગાંધીજીએ કહ્યું કે 'જાનેવારીમાં ફરી અમદાવાદ આવીશ ત્યારે જરૂર મળીશ." પરાણે ચાલીને ઓટલા સુધી મૂકવા જતે આ વાત થઈ સર રમણભાઈએ હાથની નિશાની કરી ઊંચો હાથ કર્યો, મતલબ કે ઈશ્વરની ઈચ્છા હશે તેમ થશે ફરી મેળાપ ના જ થયો

આ પ્રસંગે મારાં મોટાં દીકરીની એક બાળકી હતી તે જરા નબળી હતી. એ દીકરી ભારે શ્રદ્ધાવાન. તેમણે ગાંધીજીને કહ્યું કે આને આશીર્વાદ આપો. તેમણે તેને માથે હાથ મૂકી હસ્તે મુખે આશિષ આપી.

ત્યારપછી સ્વર્ગસ્થના મૃત્યુ પછી થોડે દિવસે ગાંધીજી અમારે ત્યાં ખરખરો કરવા આવેલા અને તેમાં માત્ર લૌકિક નહિ પણ દુઃખી હૃદયનો સાચો ભાવ તેમણે પ્રદર્શિત કરેલો.

મારા પ્રત્યે તેમની અત્યંત મમતા છે. સને ૧૯૨૭ માં અમદાવાદમાં ભારે રેલ આવી અને આસપાસનાં ગામોમાં લોકો ઘરબાર વગરના થઈ ગયા. શહેરમાંથી રાહત માટે પૈસા, અનાજ અને કપડાં ઉઘરાવવાનું કામ શરૂ કરેલું હતું. જૂનાં કપડાં ઉઘરાવી તેને ધોવડાવી, સિવડાવી, જુદાં પાડી જરૂરી જગાએ પહોંચાડવાનું કામ મારી દેખરેખ નીચે પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કૉલેજમાં વ્યવસ્થાપૂર્વક ચાલતું હતું, તેથી ગાંધીજી ખૂબ જ ખુશી થયેલા અને "નવજીવન"માં આ સંબંધે ખરા દિલથી મારી પ્રશંસા – અને તે પણ પુષ્કળ પ્રમાણમાં – કરતો લેખ પોતે લખેલો. આ પ્રમાણપત્રની જેટલી કિંમત કરું તેટલી ઓછી છે.

સને ૧૯૪૪ માં ગાંધીજીના જુહૂના નિવાસ પ્રસંગે હું મુંબઈના પરામાં હતી અને મારાં દીકરી સૌદામિની તથા ગગનવિહારી મહેતા જુહુમાં હતા તેથી કોઈ કોઈ વાર ગાંધીજીની પ્રાર્થનાઓમાં હાજર રહેવાની તક મળેલી.

વડોદરામાં સને ૧૯૪૩ ની આખરમાં પ્રમુખપદેથી ગુજરાત યુનિવર્સિટીની આવશ્યકતા સંબંધે મેં પ્રવચન કરેલું તે બાબત ગુર્જર પ્રજાએ ઘણી આવકારેલી અને તેને સમર્થન ઘણા પત્રો અને વ્યક્તિઓએ કરેલું. ગાંધીજી આ વસ્તુથી બહુ રાજી થયેલા એટલે મને ત્યાં જોઈ ઉલ્લાસમાં આવી ગયા અને પાસે બોલાવી ખૂબ શાબાશી આપી. એ આ યોજનામાં સહમત હશે કે નહિ એમ કેટલાકને શંકાસ્પદ

લાગેલું તેથી મેં તેઓને તેમનો અભિપ્રાય આપવા કાગળ લખી પુછાવ્યું. એનો જવાબ ટૂંકાણમાં પણ ચોક્કસ તેઓએ મોકલેલો જે અત્રે રજૂ કર્યો છે.

"ટ્રેનમાં
૧૫–૬–૪૪

"વહાલાં બેન,

ગુજરાત વિદ્યાપીઠ હોવી જોઈએ એ મન મેં હંમેશાં રાખ્યો છે. કહેવાની ભાગ્યેજ જરૂર હોય કે એના કારભારમાં સરકારની કશી ડખલ ન હોવી જોઈએ.

મો. ક. ગાંધીના
વં. મા."

આવી જગદ્વંદ્ય વિભૂતિના સમાગમમાં આવવાનો જેને લાભ અને તક મળે તે ખરેખર સુભગ ગણાય. અમારો અલ્પ પરિચય છે, પરંતુ તે બંને પક્ષે હાર્દિક છે એ કહેવાની જરૂર નથી.

[ ૧૯૪૭ ]

# ગુજરાતના નારીજીવનનું વિહંગાવલોકન

કોઈ પણ સમાજવ્યવસ્થા જીવંત હોય તો એની એ સ્થિતિમાં હંમેશાં રહી શકે નહિ તેમાં થોડા કે વધતા ફેરફારો થયા જ કરે, એ સૃષ્ટિનો ક્રમ છે એ પરિવર્તન અટકાવવાનુ કોઈ ધારે કે પ્રયત્ન કરે તો તે મિથ્યા છે, એટલુ જ નહિ, પણ ઇચ્છવા જેવુ પણ ન કહેવાય હજારો વર્ષ સુધી એની એ દશામાં સમાજ રહે તો બંધિયાર પાણીના ખાબોચિયા જેવો સડેલો બની જાય બીજી પ્રજાઓના, બીજા દેશોના સંપર્કમાં આવી સમાજ વખતોવખત ફેરફાર દાખલ કરે જ છે આપણાં જુનવાણી મનુષ્યો એમ માને છે કે હિંદુ સમાજ તો છે તેવો જ હતો અને તેવો જ રહેવો જોઈએ, તો એ તેમની મોટી ભૂલ છે કોઈ પણ ફેરફાર કે સુધારા લાવવા હંમેશ તેઓ વિરુદ્ધમાં હોય છે, પરંતુ મનુ અને યાજ્ઞવલ્ક્યના સમયમાં ને આજના સમયમાં કેટલો વિશાળ તફાવત છે! એ તફાવત એ સમાજ જાગતો જીવતો છે તેની જ નિશાની છે એ મરી જઈ fossil એટલે કે જીવતી વસ્તુ જડ બની જાય તે મુજબનો નથી. કાળનું પરિબળ એટલું જોરાવર છે કે તેને કોઈ ખાળી શકે નહિ •

## સ્ત્રીશિક્ષણ

આપણા ગુજરાતમાં સ્ત્રીસમાજ પર પચાસ વર્ષ પૂર્વે દૃષ્ટિપાત કરતાં જણાશે કે સ્ત્રીઓનુ શિક્ષણ નહિ જેવુ હતું શહેરોમાં પણ ગણતરીની કન્યાશાળાઓ હતી ગામડાંમાં તો શૂન્ય, – જે શાળાઓ હતી તેમાં પણ થોડાં જ માબાપ છોકરીઓને ભણવા મોકલતા – કેટલીક કોમોમાં જરાતરા વાંચતાંલખતાં શીખવે, પણ નિશાળે મોકલવામાં જાણે

કોઈ જાતની હીણપત હોય એમ મનાતું. એશિયાના કેટલાક દેશોમાં હાલ પણ આ સ્થિતિ પ્રવર્તે છે – અમારે ત્યાં એક શાલનો વેપારી દર વર્ષે આવતો – (પાકિસ્તાન થયા પછી નથી આવતો) તે કહે કે અમે છોકરીઓને બિલકુલ ભણાવીએ જ નહિ, કારણ કે ભણે અને લખીવાંચી જાણે તો પરપુરુષ સાથે પત્રવ્યવહાર કરે ને ખોટે માર્ગે જાય! જાણેકે અનીતિ આથી અટકતી હોય એમના દેશમાં જગતના બધા દેશો માફક અનીતિ પ્રવર્તે છે જ એ તો કોઈથી અજાણ્યુ નથી.

અમદાવાદમાં રા બ મગનભાઈ કન્યાશાળા પ્રથમ કન્યાશાળા હતી સાથે સાથે થોડા વખત પછી હરકુવર શેઠાણીની કન્યાશાળા શરૂ થઈ કન્યાઓનાં માબાપ છોકરીઓને ભણવા મોકલતાં સંકોચ ન પામે માટે શિક્ષકભાઈઓ પોતાની પત્નીઓને ભણવા માટે સાથે લઈ આવતા! ત્યારપછી મહાલક્ષ્મી ટ્રેનિંગ કૉલેજ ફૉર વીમેન ચાલુ કરવામાં આવી જેથી મોટી સખ્યામાં સ્ત્રીશિક્ષિકાઓ તૈયાર થઈ અને શહેરો તેમજ નાનાં ગામોમાં તેમની મદદથી સ્ત્રીશિક્ષણનો પ્રચાર થયો. છતાં છોકરીઓને ભણીને ક્યાં નોકરી કરવી છે એ સૂર તો સમાજમાં નીકળતો જ રહ્યો છતાં ભણનાર કન્યાની સંખ્યા એટલી વધી ગઈ કે ગઈ પચીસીમાં છોકરાઓની શાળામા છોકરીઓએ દાખલ થવા માંડયુ. શહેરોમાં માધ્યમિક શિક્ષણ માટે આ સ્થિતિ ઊભી થઈ અને ગામડાંમાં નિશાળોની જૂજ સંખ્યા તે પણ છોકરા માટે જ હોઈ મિશ્ર શાળાઓ શરૂ થઈ

તેથી આગળ વધી કૉલેજના શિક્ષણમા સને ૧૮૯૪ માં અમે પ્રથમ વિદ્યાર્થિનીઓ તરીકે ત્રણ બ્હેનો દાખલ થયેલાં. એ સમયે છોકરાઓ પણ ટેવાયેલા નહિ, પ્રોફેસરોને પણ અતડું લાગે, અને વિદ્યાર્થિનીઓની મનોદશાનું તો પૂછવું જ શુ! ફક્ત પુસ્તકિયા ભણવાનું પ્રાપ્ત કરી ગ્રેજ્યુએટની પદવી મેળવી એ દરમ્યાન કૉલેજમાં ભણનારી બ્હેનોની સંખ્યામાં જૂજ વધારો થયો; અને કૉલેજની ફેલોશિપ મેળવી છોકરાઓના વર્ગ પર વર્ચસ મેળવવાનો અકલ્પ્ય લાભ મને મળેલો.

## સંખ્યા ખૂબ જ વધી છે

ત્યારપછી ઉર્લા પચાસ વર્ષમાં માધ્યમિક તથા ઊંચી કેળવણી લેનાર બહેનોની સંખ્યા ખૂબ જ વધતી જાય છે આ દસકામાં તો મોટાં શહેરો-જેવાં કે મુંબઈ, અમદાવાદ, વડોદરા, સુરત વગેરેમાં તો સેંકડોની સંખ્યા કોલેજોમાં સહશિક્ષણ લે છે નડિયાદ, વિસનગર, પેટલાદ જેવાં ગામોમાં પણ બહેનો ઉચ્ચ શિક્ષણ લેતી જણાય છે આમ છતાં વસ્તીના પ્રમાણમાં સ્ત્રીશિક્ષણ ઘણુ જ ઓછુ આગળ વધ્યું છે એમ સ્વીકારવુ જોઈએ આ સાથે એક વાત કહી દઉં જેઓ સ્ત્રી-શિક્ષણવિરોધી છે, જેમને સ્ત્રીઓ ઉપરની પોતાની સત્તા સરી જતી લાગે છે તેઓ અપવાદરૂપ કોઈ અનિષ્ટ કિસ્સાને આગળ ધરી કોલેજના ઉચ્ચ શિક્ષણની વગોવણી—હલકટ નાલેશી કરે એ ખરેખર તેવુ કરનારનું નીચ માનસ દર્શાવે છે

## સામાજિક રિવાજોમાં પરિવર્તન

સામાજિક રિવાજોમાં પણ શહેરો અને ગામોમાં ઘણુ પરિવર્તન થયુ છે લગ્નની ઉમર વધી છે, બહેનોને બહાર ફરવાહરવાની છૂટ ઘણી થઈ છે અને કેટલેક અંશે સ્ત્રીઓ પોતાનુ વ્યક્તિત્વ સ્થાપી શકે છે ગામડાંમાં ફરવાહરવાની છૂટ તો અસલથી છે, પરંતુ લગ્નની વય વધવ નુ, છોકરી છોકરાને સ્વતંત્રતા, એમાંનુ કાંઇ જ નથી મારું પોતાનુ લગ્ન બાર વર્ષની ઉમરે થયુ હતું અને મારાં બહેનને પંદર વર્ષ સુધી કુવારાં રાખ્યાં તે માટે અમારા પર ફિટકારનો વરસાદ વરસેલો, પરંતુ આજકાલ શહેરોમાં વીશ, પચીશ કે ત્રીશ વર્ષની કુવારી બહેનો જોઈએ તેટલી છે આ સમાજમાં અઢાર વર્ષ પહેલાં દીકરીને પરણાવવાનો વિચાર પણ થોડાંક જ માબાપ કરે છે – આને પરિણામે જ સ્ત્રીશિક્ષણ વિકાસ પામ્યુ છે અમારા નાનપણમાં કાપડ કે કોઈ ચીજ ખરીદવા સ્ત્રીઓ બજારમાં ભાગ્યેજ જાય – ઘેર માલ આવે તે સેરાનો કે પુરુષો ખરીદી લાવે આજ વસ્તુઓનો એટલો બજાર છે કે એમ કહીએ કે બજારોમાં જવાતું નહોતુ તે કોઈ માને પણ નહિ.

શ્રીમંત લોકો અગર મધ્યમ વર્ગનો સ્ત્રીવર્ગ ગાડીમાં બેસે ત્યારે પડદા ઉતારીને બેસવું એ સભ્યતાની નિશાની હતી. આ સભ્યતાનો ભંગ કરી ખુલ્લે પડદે ફરતાં અમારે કોઈ કોઈ નિંદાવચનો સાંભળવાં પડેલાં, પણ આજ તડકો, વરસાદ સિવાય પડદા ઢાંકવાનો કોઈને ખ્યાલ પણ આવતો નથી. તે જમાનામાં કોઈ સ્ત્રીથી છત્રી ઓઢાતી નહિ અગર બૂટ ચંપલ પહેરાતાં નહિ. એમ કરનારને ખૂબ જ ઉતારી પાડવામાં આવતાં. આ જમાનામાં છોકરીઓને, સ્ત્રીઓને ચંપલ વગર ચાલતું નથી અને તાપતડકામાં છત્રી પણ જરૂરી મનાય છે. અગાઉ પરદેશ જવું એ મહાપાપ મનાતું અને તેને માટે જ્ઞાતિઓ સખત પગલાં લઈ પ્રાયશ્ચિત કરાવતી તેમજ ભારે દંડ પણ લેતી; હાલ તો વિદ્યાભ્યાસ, નોકરી સહેલ વગેરે માટે સંખ્યાબંધ લોકો પરદેશ દરરોજ જાયઆવે છે અને સ્ત્રીઓ પણ મોટી સંખ્યામાં સ્ટીમર અને એરોપ્લેનમાં યુરોપ અમેરિકા વગેરે દેશોમાં ખુશીથી પ્રવાસ કરે છે. જ્ઞાતિનાં બંધન ઘણાં શિથિલ થઈ ગયાં છે. પ્રાયશ્ચિત્ત તો કરવું હોય તે જ કરે એ વસ્તુસ્થિતિ બની છે. પચાસ વર્ષ ઉપર તો એવી સ્થિતિ હતી કે પરદેશગમન કરનારના ભેગું કોઇ રહે અને તેને ઘેર મરણ પામે તે મરનારની સ્મશાનયાત્રામાં જનાર પણ દંડાતા. ખાવાપીવાની છૂટ તો રેલવે, પાર્ટીના મેળાવડા, નિશાળો અને ધંધાદારોની ઉજાણીઓ, ક્લબો, વગેરેને લીધે થઇ ગઇ છે જ. જ્ઞાતિ બહાર લગ્ન કરવું એ ઘોર પાતક ગણાતું. હવે જેઓ એ પાતકીઓને શિક્ષા કરવા તનતોડ મહેનત કરતા તેમના જ છોકરા આંતરજ્ઞાતીય લગ્ન કરે છે; અને પરધર્મ અને પરકોમ સાથે પણ કોઇ કોઇ વાર લગ્નવ્યવહાર થાય છે. જો કે લાકડે માંકડું વળગાડવાનું, કન્યાવિક્રય, વરવિક્રય જેવી પ્રથાઓ સંપૂર્ણપણે નાબૂદ થઈ નથી, છતાં જાતપસંદગીનાં લગ્ન પણ ઘણી વાર થાય છે.

## પોશાકમાં પરિવર્તન

ગુજરાતી સ્ત્રીઓનો પહેરવેશ લગભગ આગળના જેવો જ રહ્યો છે, તથાપિ બાળકોનો પહેરવેશ ફરી ગયો છે. સ્ત્રીઓની સાડી તેની

તે જ છે, પરંતુ ઊગતી છોકરીઓમાં દક્ષિણી પેઠે જમણો હાથ ઉપર રાખવાની ફેશન ચાલુ થઈ છે. આ ફેશન હિંદુસ્તાનના બીજા ભાગોમાં તેમજ પારસી, મુસલમાન, બંગાળીઓ વગેરેમાં પણ પ્રચલિત થઈ છે, જેથી હિંદની સ્ત્રીનો એ પોશાક થઈ જાય એવો સંભવ છે. બ્લાઉઝ(કબજો – બદિયાજ)ની ઢબ કાપમાં ફેશન બદલાય છે. જૂની પાછી આવે છે. ચોળીઓ પણ કોઈ પહેરતાં થયાં છે, પરંતુ જૂના વખતની કાંચળી જોવામાં આવતી નથી. જુવાન સ્ત્રીઓ માથુ ઉઘાડું રાખીને ફરતી શહેરમાં નજરે પડે છે. આગળના વખતમાં માથે ઓઢવું એ એક જાતની મર્યાદા ગણાતી તેને બહેનોએ તિલાંજલિ આપી છે ચોટલાની એક કે બે સેર છૂટી રાખી ઉઘાડું માથું એ સામાન્ય દેખાવ છે. નાનાં છોકરા છોકરીઓનો વેશ અગાઉ નિશ્ચિત નહોતો; સુરવાલ, પહેરણ, ચડ્ડી, ઝભલું, ચણિયો, કબજો ગમે તેમ ચાલતું. નિશાળે આવતી જૈન કન્યાઓ, આઠ દશ વર્ષની, લાંબો સફેદ કોટ, સુરવાલ અને માથે ટોપી, વાળનો મોટો અંબોડો, એ પ્રમાણે પહેરવેશ રાખતી હવે છોકરીઓને માટે તમામ ઠેકાણે ફ્રોક દાખલ થાય છે અને છોકરાઓને ટૂંકું પાટલૂન અને ખમીસ એ પોશાક સર્વત્ર ચાલુ થઈ ગયો છે.

## ગૃહજીવનમાં સુધારો

પતિપત્ની સાથે ફરવા જઈ શકે નહિ એવો પ્રથમ રિવાજ હતો, પતિ સાથે વડીલો દેખતાં વાત ના થાય એ પણ રૂઢિ હતી. હજી પણ ઘણે હશે. પરંતુ સામાન્ય રીતે શહેરોમાં પતીપત્ની વિના સંકોચે ફરવાહરવા, બજાર, સભા વગેરેમાં જાય છે. કેટલેક ઠેકાણે જુવાન માબાપ પોતાનાં બાળકોને ઊંચકે કે રમાડે પણ નહિ. વડીલોની મર્યાદા સાચવવા આ મુજબ થતું. એટલે સુધી કે બાળકના હાથમાં છરી, ચપ્પુ કે સૂડી હોય તો વડીલના દેખતાં તેની પાસેથી ખૂંચવી પણ ના લેવાય! વડીલની નજર પડે ને એ લઈ લે તો ઠીક, બાકી કાંઈ નહિ. પોતાના બાળકનું નામ દઈને તેને ના બોલાવાય એવું પણ હતું;

એ, પેલો, પેલી, મોટો, મોટી, નાની, એમ સંબોધાય. – આ હકીકત આ જમાનામાં કોઈ માને નહિ, પણ વાસ્તવિક છે અને પછાત ગામોમાં હજી પણ કદાપિ હશે. વડીલ સાસરિયાંની લાજ એટલે કે ઘૂમટો કાઢવાની રીત પણ ઓસરતી જાય છે. ઘરનાં સ્ત્રીપુરુષો સાથે જમવા બેસી ના શકે એવું અગાઉ સખ્ત રીતે ચાલતું. તેમાં કંઈક શિથિલતા જોવામાં આવે છે. સ્ત્રીઓનો દરજ્જો ઊતરતો છે એ વાતનું ડગલે ને પગલે ભાન કરાવવામાં આવતું એ સ્થિતિ કંઈક સુધરી છે.

જૂના જમાનાના જેમને સુધારાવાળા કહેવામાં આવતા તેમણે સ્ત્રીઓને આગળ વધારવા, તેમને શિક્ષણ આપવા તથા તેમને આગળ લાવવા પુષ્કળ પ્રમાણમાં ઊહાપોહ કરેલો, પ્રચાર માટે ઘણા માર્ગ લીધેલા, પોતાના ઘરમાં પોતાનાં મંતવ્યો દાખલ કરેલાં, એની કંઈક અસર થયેલી. છેવટે મહાત્મા ગાંધીજીએ સત્યાગ્રહમાં બહેનોને આગળ પાડવા ભગીરથ પ્રયત્નો કર્યા અને તેની જબરી અસર થઈ. ગામડાંમાં પણ કેટલેક અંશે બહેનો જાગ્રત થઈ.

## આરોગ્ય કથળ્યું છે

આ બધા ફેરફારો સાથે કોઈ અનિષ્ટો પણ આવ્યાં હોય એમ સંભવે છે. ફેશનના મોહમાં તણાવાનું કોઈ કોઈ ઠેકાણે જોવામાં આવે છે, ટાપટીપ માટે હદ ઉપરાંત લક્ષ આપવામાં આવે છે, અને સ્વતંત્રતાને નામે તેનો કવચિત્ દુરુપયોગ પણ થાય એ સંભવિત છે, તથાપિ એકંદરે પ્રગતિ છે એ વાત નિઃસંશય છે.

એક બાબતમાં આપણે સ્ત્રીઓ, બાળકો અને પુરુષો પણ ઊતરતાં બનતાં જઈએ છીએ અને તે શરીરસ્વાસ્થ્ય છે. તેનાં અનેક કારણો છે. એને અને સ્વાભાવિક પરિવર્તનને સંબંધ નથી, તથાપિ એ હકીકત તો છે જ. જીવનસંગ્રામ મુશ્કેલ બનતો જાય છે. મોંઘવારી ખૂબ જ વધતી જાય છે ને તે પ્રમાણમાં કમાણી વધતી નથી. શહેરી જીવન અતિશય ગૂંચવણભર્યું, સરળ બિલકુલ નહિ એવું બનતું જાય

છે. રોગોનું પ્રમાણ ગમે તે કારણથી વિશેષ જોવામાં આવે છે. તેનો સામનો કરવાની શક્તિ ઘટી ગઇ છે. દૂધ ઘી પ્રજાના મોટા ભાગને અપ્રાપ્ય બની ગયાં છે. ખોરાક માપબંધીમાં મળે તેનું તો એટલું દુઃખ નથી, પરંતુ છેક જ હલકું ખાવાને કોઇ પસંદ ન કરે તેવું અનાજ વગેરે મળે છે, જેથી પોષણના લગભગ અભાવ જેવું બની ગયું છે. કસરત પણ ઓછી થઇ ગઇ છે. આ બધી પરિસ્થિતિ આપણને ક્યાં ઘસડી જશે એ કલ્પના કરતાં કમકમાટી આવે છે. અમારા પિતાનાં એક માસી હતાં. પંચાસી વરસ જીવ્યાં–પાંસઠસિત્તેર વર્ષ સુધી દરરોજ નદીએ નાહવા જાય, લોટો પાણી દેવને નવડાવવા લાવે, નદીથી અમદાવાદમાં ત્યાંથી બે ગાઉ ઉપર આવેલા દેવમંદિરે જઇ ઘેર આવે ને ઘરકામ કરે. અધમણના લાડુ ખાંડી તૈયાર કરતાં તેમને જરાએ મુશ્કેલી ના આવે. આ તંદુરસ્તી મેં નજરે જોયેલી. આજની માયકાંગલી બહેનોને જોઇ અત્યંત દુઃખ થાય છે. મુંબઈના એક જાણીતા ડૉક્ટર સ્વ. સર મંગળદાસ મહેતા જેઓ એક જાહેર સુવાવડખાતું ચલાવતા તેમણે મને કહેલું કે ઘેર ઘેર ઘંટી વસાવો; ભલે ચક્કીએ દળાવો, પણ દરેક જણ થોડું થોડું દળો, જેથી અંગોને કસરત મળે. થોડું ચાલવું એટલે પગની કસરત થાય. સગર્ભા સ્ત્રી માટે પણ આના જેવી એક પણ કસરત નથી એમ તેમણે આગ્રહપૂર્વક દર્શાવેલું માનસિક અને સામાજિક વિકાસ થાય, પરંતુ આરોગ્યની અવનતિ થાય એ ખરેખર ખેદદાયક બિના છે. જો કે એ બેને ખાસ સંબંધ નથી, છતાં એ તરફ સંપૂર્ણ લક્ષ આપી આરોગ્ય સુધારવા માટે બને તેટલા પ્રયત્નો કરવા આવશ્યક છે. બીજા દેશોમાં આ સંબંધે કેવા ઉપાય લેવાય છે તેની પૂરતી તપાસ કરી આપણે માર્ગે જવું એ જોવાનું કામ હિતચિંતકોનું છે.

—'ગુજરાત સમાચાર'–મહિલાપૂર્તિ, ૨૯ નવેમ્બર, ૧૯૫૨ ]

# લેખિકા પર્લ બકનો ગૃહસંસાર

ચીન દેશ વિશે લખેલી અંગ્રેજી નવલકથાઓ દ્વારા હિંદમાં જાણીતાં થયેલાં પર્લ બક જેમને અમેરિકાનું પુલેત્ઝર ઈનામ મળ્યું છે અને જગવિખ્યાત નોબેલ પ્રાઈઝનાં પણ જેઓ વિજેતા છે તેમના ગૃહસંસાર-માં ડોકિયું કરવામાં આનંદ મળશે એમ ધારી આ ટૂંકો લેખ લખ્યો છે.

સ્ત્રીવર્ગમાંથી સારાં પુસ્તકો લખનાર ઓછાં નીકળે છે, કારણ કે તેમના વખતનો મોટો ભાગ પોતાનાં બાળકોને ઉછેરવામાં અને પતિને સુખી રાખવામાં જાય છે. આથી તેમને ફુરસદ મળતી નથી અને તેમની શક્તિઓ એ કામોમાં ખપી જાય છે—આવું ઘણી વાર કહેવામાં આવે છે. આમ કહેનાર પર્લ બકના જીવન તરફ દૃષ્ટિપાત કરે તો તેને જણાશે કે એ બાઈ ઉત્તમ પત્ની અને માતા છે. સાથે સાથે આશ્ચર્ય પમાડે એટલી હદ સુધીની સંખ્યાનાં પુસ્તકોની રચનાર છે. એનું દૃષ્ટાંત આખા જગતની પ્રમાદી સ્ત્રીઓને ઉપાલંભરૂપ છે.

આ શાંત પ્રકૃતિની, વાદળી આંખોવાળી, ધીમી ગતિની બાઈ ખેતરની દેખરેખ રાખે છે, ચાર છોકરાંને ઉછેરે છે (બીજાં બે મોટાં થયેલ છે), છોકરાંનાં ૭ છોકરાંનું અવારનવાર લાલનપાલન કરે છે, સેંકડો જણ સાથે પત્રવ્યવહાર ચલાવે છે, પૂર્વ અને પશ્ચિમના મહા-મંડળની સ્થાપનાર છે, પોતાના પતિના ગ્રંથપ્રકાશનમંદિરની હસ્તપ્રતો વાંચે છે, લેખો લખે છે, પત્રો લખે છે, અને સાથે સાથે પાંત્રીસ જેટલાં પુસ્તકો તેણે રચ્યાં છે!

ખડતલ જિંદગીનો પર્લ બકને શોખ છે. સને ૧૯૩૫માં રિચર્ડ વોલ્શ સાથે એનું લગ્ન થયું ત્યારે પેન્સિલ્વેનિયા નામના યુનાઇટેડ

સ્ટેટ્સનાં સરસ્થાનમાં એક સુંદર સ્થળે તેમણે જમીન ખરીદી એ જમીન ફળદ્રુપ નહોતી એવી જમીનને ફળદ્રુપ બનાવવાની કળા મિસિસ વોલ્શે ચીનમાંથી શીખી લીધી હતી આ જમીનની તમામ દેખરેખ વર્ષો સુધી તેણે જાતે જ રાખેલી જ્યારે આગળ જતાં જમીનનો વિસ્તાર વધાર્યો ત્યારે જ પોતાની સૂચના અમલમાં મૂકે એવો વ્યવસ્થાપક રાખ્યો. આ કુટુંબની જમીન ૪૦૦ એકર છે તેમાં છ મકાનો છે આમાંનાં ચારમાં તેમના ખેડૂતો વસે છે આ ખેડૂતોને મહેનતાણાં તરીકે નાણાં ઉપરાંત પાકમાંથી પણ ભાગ આપવામાં આવે છે તેમની માલિકીની શ્રેષ્ઠ જાતની સો ગાયો છે આ ગાયો ઉત્તમ પ્રકારનું દૂધ દે છે, અને તેઓનાં વાછરડાંઓને સૂર્યનાં બનાવટી કિરણોથી ગરમી આપવામાં આવે છે

[ 'નવચેતન'–ઑગસ્ટ ૧૯૫૦ ]



# મિસિસ સીડની વેબ

બ્રિટનની મશહૂર સ્ત્રીઓમાં મિસિસ સીડની વેબ મોખરાની હરોળ-માં ગણાય એ નિઃસંશય છે. આજથી અડધા સૈકા ઉપર ઇંગ્લાંડની સ્થિતિ હાલ છે તે કરતાં અતિશય પછાત હતી. પૈસાદાર વર્ગ ગરીબ વર્ગને કચડવામાં કાંઈ ખોટું માનતો ન હતો. નવા હુન્નરો અને ઉદ્યો-ગોની ખિલવણી પુરઝોસમાં ચાલી રહી હતી, અને મજૂર વર્ગના પરસેવા ઉપર નિર્ભર રહેતા ઉદ્યોગપતિઓનું જાણે રાજ્ય હતું. તેવે વખતે મિસિસ વેબ અને તેમના પતિએ તેમજ તેમના મિત્રમંડળે જે આંદો-લનો ઉત્પન્ન કર્યાં તેનાં અત્યંત દૂરગામી પરિણામો હજી પણ કાયમ છે. સ્ત્રી જાતિ અને શ્રમજીવીઓનો પક્ષ લઈ-તેમને ઊંચા દરજ્જા અપાવવામાં આ દંપતીનો ફાળો નાનોસૂનો નથી.—એ મિસિસ વેબ તાજેતરમાં પંચ્યાશી વરસની ઉમરે મરણ પામી છે.

મિસિસ વેબના પિતા રિચર્ડ પોટર કેનેડાની ગ્રાન્ડ ટ્રંક રેલવેના પ્રેસિડેંટ હતા. બિયેટ્રસ પોટર તેમની નવ પુત્રીઓ.માંની એક હતી, તેને ખાનગી શિક્ષણ આપેલું અને તેણે જાતે સમાજની પરિસ્થિતિનું તેમજ ઔદ્યોગિક પ્રવૃત્તિઓનું નિરીક્ષણ કરી પોતાના ભાવી કાર્યક્ષેત્રની દિશા નક્કી કરેલી. મિ સીડની વેબની તે સહકારિણી અને સહચારિણી કેમ બની અને પોતાની ઉત્ક્રાંતિ કેવી રીતે થઈ તે હકીકત તેમણે પોતાના આત્મચરિત્ર My Apprenticeshipમાં અત્યંત રસમય રીતે આપેલી છે. ઇંગ્લાંડમાં ગરીબો માટેની કાયદાસમિતિ (Poor Law Royal Commission)ની સભ્ય તે સને ૧૯૦૫થી ૧૯૦૯ સુધી હતી, તે સિવાય સરકારે નીમેલાં વિવિધ કમિશનોમાં હોદ્દેદાર હોવાનું માન તેને

મળેલું હતું—Women Justices અને War Cabinet on Women Industriesમાં પણ સભ્ય તરીકે કામ કરવાનો પ્રસંગ તેને મળ્યો હતો.

આમ સમાજસેવા ઉપરાંત સાહિત્યના ક્ષેત્રમાં પણ મિસિસ વેબે વિવિધ પુસ્તકો રચ્યા છે. તેમાંનાં મુખ્ય કોઓપરેટીવ મૂવમેન્ટ ઇન બ્રિટન, પ્રિવેન્શન ઑફ ડેસ્ટિટ્યુશન, ધી કન્ઝ્યુમર્સ કોઓપરેટીવ મુવમેન્ટ, ધી ડીકે આફ કેપિટલિસ્ટ સિવિલિઝેશન, મેથડ્ઝ ઑફ સોશિયલ સ્ટડી—આ સર્વ ઉપરાંત પોતાના પતિની સાથે મળીને 'સોવિયેટ કોમ્યુનિઝમ' નામનું બહુ વિખ્યાત થયેલું પુસ્તક તેણે રચ્યું છે તે આ વિષયમાં પ્રમાણભૂત છે.

સોડની વેબને 'બેરન પાસફીલ્ડ'નો ઇલકાબ મળ્યો ત્યારે મિસિસ વેબે સદા પોતાના અસલ નામે ઓળખાવવું પસંદ કર્યું અને લેડી પાસફીલ્ડ તરીકે ઓળખાવા સાફ ના પાડી હતી!

વેપાર, અર્થશાસ્ત્ર, સમાજશાસ્ત્રના મહાન ફેરફારો જે જમાનામાં થયા તેના આગેવાનો સાથે આ બાઈનો નિકટનો સંબંધ હતો. હર્બર્ટ સ્પેન્સર જેવા મહાન ફિલસૂફની મિત્રાચારી ધરાવનાર, અનેક સુધારાને વેગ આપનાર, અસાધારણ શક્તિશાળી મિસિસ વેબને જે સાધનો, તકો અને સંયોગો મળ્યાં તેનો શ્રેષ્ઠ ઉપયોગ કરી બ્રિટિશ સ્ત્રીઓમાં પોતાનું નામ શ્રેષ્ઠ કોટિએ તેણે પહોંચાડ્યું હતું. તે જમાનામાં ઊંચા દરજ્જાની બ્રિટિશ નારીઓ ગરીબોની વચ્ચે કામ કરે તે નવું જ હતું. આ કાર્યદિશા બિયેટ્રિસ વેબે પ્રથમ શરૂ કરી.

ઇંગ્લાંડના સામાજિક ઇતિહાસમાં મહાન પરિવર્તન કરનાર જે મહાન સ્ત્રી પુરુષો હતાં અને છે તેમાં વેબ દંપતીનું સ્થાન ઊંચું છે. બર્નાર્ડ શૉ જેવાની મુક્ત પ્રશંસાને પાત્ર થવું એ કાંઈ જેવી તેવી લાયકાત નથી. બિયેટ્રિસ વેબના એઓ પ્રશંસક છે. ૭૬ ઉમરે

પણ મિસિસ વેબનો જુસ્સો ઓછો થયો નહોતો. ભગભેદની તે કટ્ટર વિરોધી હતી. તાજેતરમાં ઈંગ્લાંડમાં સામાજિક યોજનાના મિ. બીવરીજના રિપોર્ટ ઉપર સખત ટીકા તેણે કરેલી છે. મિ. સ્ટેફર્ડ ક્રિપ્સ જે હિંદમાં મશહૂર થયા છે, તે મિસિસ વેબના ભાણેજ, બહેનના પુત્ર થાય, તેમને પણ તેમના કાર્ય માટે મિસિસ વેબે ચીમકીઓ લગાવી હતી.

બુદ્ધિ અને હૃદયની શક્તિઓનો અસાધારણ સુયોગ ધરાવનાર આ બાઈ કોઈ પણ દેશના ગૌરવરૂપ છે અને એને પગલે ચાલનારી ગરીબોનાં સાચા ઉદ્ધારક કહેવાશે.

[ 'જ્યોતિર્ધર,'-વર્ષ ૭ ૧૫-૫-૧૯૪૩ ]

# મિસિસ ફ્રેની ઈરાની

મુંબાઈ કોર્પોરેશને મ્યુનિસિપાલિટીમાં કામ કરતા મજૂરોની દેખરેખ રાખવા તાજેતરમાં લેબર ઓફિસરની નવી જગા કાઢી છે તે જગા પર શ્રી ફ્રેની ઈરાનીની નિમણૂક કરી છે. એ બહેનને લગતી થોડી ઘણી હકીકત વાચક વર્ગને ગમશે.

પુરુષો જ અમુક કામ કરી શકે અને સ્ત્રીઓ તો ઘર સંભાળીને બેસે તો બસ છે, આવો અભિપ્રાય શીખેલા, ભણેલા, આગેવાન ગણાતા પુરુષો ધરાવે છે, અને જો કોઈ સ્ત્રીસંસ્થા અંગે બોલવાનું પ્રાપ્ત થાય તો આ મત વ્યક્ત કરવા ચૂકતા નથી. ઘર–કુટુંબ તરફ બેકાળજી બની બહારનાં કામો કરવાં એવું તો કોઈ સ્ત્રી કહે જ નહિ, પરંતુ પુરુષો જે કામ કરે તે કરવાની બુદ્ધિ અને શક્તિ સ્ત્રીઓમાં છે એ જે બહેનોને તક મળે તેમણે પુરવાર કર્યું છે.

શ્રી. ઈરાનીને જે જગા પર નીમ્યાં છે તે તો એવી છે કે પુરુષ કરતાં પણ વિશેષ સારી રીતે સ્ત્રી કરી શકે તેમ છે. એઓ પ્રખર સમાજસેવિકા છે. મજૂર વર્ગની ફરિયાદો, મુશ્કેલીઓ સાંભળી તેનો નિકાલ કરવો એ કામ એટલું જટિલ થઈ ગયું છે કે મ્યુનિસિપાલિટીના સભ્યો એને પૂરો ન્યાય આપી શકે તેમ ન લાગવાથી આ નવી જગા કાઢવામાં આવી છે.

શ્રી. ઈરાનીનો 'ઇન્ટરવ્યૂ' લેનાર લખે છે કે તેઓ માટે મને જે માન અને ઊંચો અભિપ્રાય હતાં તે તેમની હકીકત તેઓ પાસેથી જાણ્યા પછી વધારે સુદૃઢ થયાં.

અંતરની માયાળુ મનોવૃત્તિ વડે ભુષિત થયેલાં આ બહેનનો દેખાવ ખરેખર મનોરમ છે. મુંબઈમાં હજારો ભૂખ્યાં મનુષ્યોનાં તે માતા બને તેવાં છે લેબર આફિસરનો રોફ તેમનામાં બિલકુલ જણાયો નહિ. પતિભક્ત પત્ની અને વાત્સલ્યભર્યા માતા તેઓ છે એવી છાપ તેમને જોઈને પડે છે.

કોલેજમાં પોતે અભ્યાસ કરતા તે સમયથી આપણા દેશના દારિદ્રયનું તેમને સચોટ ભાન થયેલુ. ભૂખે મરતાં બાળકો, તેમનાં અસહાય મા બાપ અને એ સર્વને વળગી પડતી હાડમારીથી એમનું દયાળુ હૃદય દ્રવી જતુ તે જ વખતે આવા લોકો માટે કાંઈ કરીને તેમની સ્થિતિ સુધારવા તેમણે નિશ્ચય કર્યો હતો

આ ઉચ્ચ નિર્ણય ધીમે ધીમે વિકસિત થઈ તેમના જીવનનું ધ્યેય બન્યો અને દુનિયાની નક્કર વાસ્તવિકતાએ તેને પોષ્યો. સને ૧૯૩૨માં સેન્ટ ઝેવિયર્સ કોલેજમાં આનર્સ સાથે ગ્રેજ્યુએટ થઈ સને ૧૯૩૪માં એલએલ. બીની પરીક્ષા તેમણે પસાર કરી એ જ વખતે કોલેજની બહેનો માટે યુરોપના પ્રવાસની ટોળી ગોઠવાઈ અને તે તકનો લાભ લઈ તેઓએ પરદેશનો પ્રવાસ કરી આખા યુરોપની સામાજિક ઉન્નતિની સંસ્થાઓની મુલાકાત લઈ તે સર્વની પ્રવૃત્તિઓનો અભ્યાસ કર્યો. ઇંગ્લાંડ અને ફ્રાન્સની સેવાભાવી સ્ત્રીઓમાં સ્વાર્થત્યાગ અને પરોપકારી વૃત્તિના આવિર્ભાવથી પોતે ખૂબ જ પ્રેરણા મેળવી પોતાની કાર્યદિશા દઢતર બનાવી પાછાં ફર્યાં ત્યારે મુંબઈનાં ઝૂંપડાંવાસીઓની હૃદયદ્રાવક કરુણ સ્થિતિએ તેમના દિલને હચમચાવી નાખ્યું. એ દિશામાં કામ કરવાની યોજના તેઓ ઘડી રહ્યાં હતાં, પરંતુ યોગ્ય તક મળી નહોતી આ પ્રકારનું કામ કરવા માટે ખાસ વ્યવહારુ લાયકાત મેળવવા તાતાની સોશિયલ સર્વીસ સ્કૂલમાં બે વર્ષ અભ્યાસ કરી ૧૯૩૮માં ત્યાંથી ડિપ્લોમા મેળવ્યો મુંબાઈ મ્યુનિસિપાલિટીએ તેમની લાયકાત જોઈ તેમને ' વેલફેર ઓર્ગેનાઈઝર ' નીમ્યાં એટલે

તેઓને મનગમતા કાર્યમાં તેમણે ખરા દિલથી ઝંપલાવ્યું વેનફેર કેન્દ્રો તેમણે સ્થાપ્યાં હિંદની બીજી કોઈ મ્યુનિસિપાલિટી આ પ્રકારનું મજૂરોના હિતનું કામ કરતી જાણવામાં નથી શ્રીમતી ઈરાનીને સોંપવામા આવેલા મજૂર વર્ગનાં સર્વ મનુષ્યોનાં મન સંપાદન કરી તેમનાં વિશ્વાસપાત્ર બનવામાં તેઓ સફળ થયાં તેમની સાદાઈ અને માયાળુ સ્વભાવ વડે તેમણે એ સર્વના દિલ જીતી લીધાં છે આ લોકો ફ્રેની બહેન આગળ પોતાનાં સર્વ સુખદુઃખ કહે છે અને તે બહેન બનતા પ્રયત્ને તેમની મુશ્કેલીઓ ટાળે છે એક સ્થળે તેનું નિરાકરણ ન થાય તો તેથી ઉપરી સત્તા પાસે જઈ ન્યાય મેળવી આવે આ ગરીબોની સાથે ઐક્ય સાધી તેમની જરૂરિયાતો તેઓ જાણી જાય છે અને તેમની સ્થિતિ સુધારવા સતત ઉદ્યુક્ત રહે છે

કામકાજનો અત્યંત બોજો હોવા છતાં સહુ સમોવડિયાને મળવા હળવાનું તેઓ ચૂકતાં નથી—અનમત્ત, નાટક નાચરંગ એવા આનંદોત્સવોમાં ભાગ લઈ વખત ગાળવાનું તે પસંદ કરતાં નથી, કનમોમાં પણ ભાગ્યેજ હાજરી આપે છે

કામમાંથી પરવારે ત્યારે પોતાનાં કુટુંબીઓ સાથે વખત ગાળવામાં તેઓ મોજ સમજે છે

શ્રીમતી ઈરાનીને ત્રણ પુત્રો છે પોતાના પતિ પ્રત્યે તે ખૂબ અનુરાગ ધરાવે છે પતિ પોતાની પત્નીની આવી અદ્ભુત શકિત માટે પોતાને ધન્ય માને છે ગરીબો માટે દિવસનો ઘણોખરો વખત રોકાવું પડે છે છતાં શ્રી ઈરાની કુટુંબીઓ પ્રત્યે પૂરી કાળજી રાખે છે ગૃહવ્યવસ્થા અને વ્યવહારની અસાધારણ કુશળતાવાળાં આ બહેનની ગૃહકાર્યશકિત બહારના કામ સાથે મેળ સાધી શકે છે તેમનાં બાળકો ઘણાં નાનાં હતાં ત્યારે તેમની ઊઠવેઠ જાતે જ કરતાં આ માટે ઘેર રોકાવું પડે ત્યારે મજૂરો તેમને ઘેર આવી કામ કરાવી જતાં અને શાંતિ તથા સલાહ મેળવી જતાં

આ હોદ્દામાં તેમને જે અનુભવ મળ્યો છે તે કારણસર લેબર ઑફિસર તરીકે તેમણે પૂરી લાયકાત પ્રાપ્ત કરી છે. તા. ૧ લી એપ્રિલથી આ જવાબદારીભરી નિમણૂક તેમણે સ્વીકારી છે. આ કાર્યથી તેમની સેવાઓ અને સ્વાર્થત્યાગનો જરૂર લાભ મળશે. 'વસુધૈવ કુટુંબકમ્'નું સૂત્ર જીવનમાં ઉતારનાર આ અસામાન્ય ભાવનાશાળી સ્ત્રીરત્નને એમના સત્કાર્યમાં સંપૂર્ણ સફળતા ઇચ્છી તેમના દૃષ્ટાંતથી આપણા દેશની બીજી બહેનો આ દેશના ગરીબ વર્ગને ઉન્નત કરવામાં પ્રેરાય એ આ લેખનો હેતુ છે.

(Indian Homeમાંથી સૂચિત)

[ 'જ્યોતિર્ધર,'-વર્ષ ૧૨, ૧૨-૬-૧૯૪૮ ]

# સંતતિનિયમન

મુંબઈમાં તાજેતરમાં મળેલી વસ્તી–પરિષદ તથા કૌટુંબિક આરોગ્ય પરિષદમાં સંતતિનિયમનનો વિષય ખૂબ ચર્ચાયો હતો હિન્દુસ્તાનની વસ્તી વધતી જાય છે તેના પ્રમાણમાં પોષણના સાધનો નથી માટે વસ્તીનો વધારો અટકવો જોઈએ એ બાબતમાં મોટે ભાગે સહુ સહમત હતા, પરંતુ એ વધારાને કેમ અટકાવી શકાય તે બાબતમાં તીવ્ર મતભેદ જણાયો હતો અમને એમ ભાસે છે કે જે દેશહિતેચ્છુઓ આ બાબત પર ઊંડાણથી વિચાર કરે છે તેમને એ સત્ય તો સ્પષ્ટપણે જણાય છે કે દેશની હાલની વસ્તીને પૂરું ખાવાનું પણ મળતું નથી અડધા ઉપરની પ્રજાને એક વાર માત્ર અન્ન મળે છે ગામડાંમાં જમીનોના ભાગ વહેંચાણથી ટુકડા થઈ ગયા છે જેથી વધતા જતાં કુટુંબીજનોને ખાવાનું મળવું મુશ્કેલ થઈ પડ્યું છે, અને ગામડું ન છોડવાની ગમે તેવી ઇચ્છા છતાં તેમને પોષણનાં સાધન ગોઠવવા શહેરોનો આશ્રય લેવો પડે છે શહેરી જીવનનાં સાધન પણ એટલાં બધાં મોંઘાં બની ગયાં છે રહેઠાણનાં ભાડાં જે જૂના વખતમાં વાર્ષિક રકમ હતી તે માસિક થઈ ગઈ છે, બાળકોનું શિક્ષણ ખર્ચાળ થઈ ગયું છે, અને સાથે શહેરની સ્ત્રીઓની શારીરિક સંપત્તિ પૂરતા પોષણના અભાવ તેમજ અન્ય કારણોથી નિર્માલ્ય થઈ ગઈ છે આ બધી પરિસ્થિતિમાં પ્રજોત્પત્તિનું નિયમન થવું જ જોઈએ તેને માટે સંયમનો માર્ગ બતાવી ખસી જવું એ વસ્તુસ્થિતિનો અનાદર કરવા બરોબર છે સંયમનો માર્ગ સુલભ નથી એ જાણવા છતાં એ તરફ નિર્દેશ કરી કર્તવ્યતા માનવામાં મનુષ્ય પોતાને તથા સામાને છેતરવા સરખો પ્રયત્ન કરે છે સંયમનો ઉપદેશ

કરવાનો હક મહાત્માજી અને તેમની જ કોટિના કોઈ હોય તો તેમના સિવાય બીજા કોઈને છે એમ અમે માનવા ના પાડીએ છીએ કૃત્રિમ સાધનોનો વિરોધ કેવળ આવા મોટા પ્રશ્નનો ઉકેલ લાવવો નહિ એ જ સ્થિતિમા પરિણમે છે નીતનાશનો ભય જે દર્શાવાય છે તે સાવ ખોટો નથી એ સ્વીકારવા સાથ વસ્તી વધવાનો ભય એથી વધારે ભયકર છે અમે એમ પણ પૂછીએ છીએ કે 'સ્ત્રીઓની નીતિ જ માત્ર રક્ષવાની છે?' કારણ કે સંતતિનિયમનનાં સાધન હોય કે ન હોય તો-પણ પુરુષને તો નીતિ-રક્ષણનો જરૂર મનાતી જ નથી. અને અત્યારે પણ સેંકડો બાળકો જન્મે છે જેઓ ગેરકાયદેસરનાં હોય છે; સેંકડો બાળહત્યાઓ થાય છે. હાલ દેશ નીતિની આદર્શ દશા ભોગવે છે એમ કોઈ કહી શકે તેમ નથી. વિજ્ઞાનની અનેક શોધો એવી છે કે જેને લીધે લાભની સાથે ગેરલાભ થાય છે, માટે વિજ્ઞાને પ્રગતિ ન કરવી એમ કોઈ કહી શકશે નહિ. નીતિનું ધોરણ ઊંચું કરવા માટે જે ઉપાયો લેવાના છે તે જુદા જ છે. અમે તો એમ પણ માનીએ છીએ કે ઘણી સ્ત્રીઓ પોષણનાં સાધનોના અભાવે અનીતિમય જીવન ગાળે છે. ઘણાં માબાપો અને કેટલાક પતિઓ પણ ગરીબાઇને લઈને પોતાની દીકરીઓની અને પત્નીની અનીતિની કમાઈ પર જીવે છે. એટલે કે પોષણનાં સાધનો વધવા માટે વસ્તીનો ઘટાડો આવશ્યક છે

એ ઉપરાંત સ્ત્રીઓના આરોગ્યનો પ્રશ્ન અતિ મહત્ત્વનો છે વારંવારની સુવાવડોથી સ્ત્રીઓનાં સ્વાસ્થ્ય કેટલાં બગડે છે તે તરફ લક્ષ આપવાની જરૂર છે. એવાં ઉપરાઉપરી થતાં નિર્બળ માતાઓનાં બાળકો માયકાંગલાં અને નિઃસત્ત્વ હોય છે એ વાત જાણીતી છે સંતતિનિયમનના હિમાયતીઓ એટલું જ કહે છે કે જેમનું સારી રીતે પાલનપોષણ થઈ શકે તેઓ નીરોગી અને બળવાન જન્મે તેટલી જ સંખ્યામાં બાળકો જન્મવાં જોઇએ, એટલે કે spacing of children અમુક મુદત બે બાળકોના જન્મની વચ્ચે હોવી આવશ્યક છે એમ તેઓ માને છે. તેમનાં ક્લિનિકો પરિણીત સ્ત્રીપુરુષોને માટે જ હોય છે. જે સ્ત્રી

પુરુષ શારીરિક કે માનસિક રોગને લીધે માતાપિતા બનવા માટે નાલાયક હોય તેમને ત્યાં સંતતિ ન હોવી જોઇએ. આ સર્વ બાબતો પર જેટલું ધ્યાન રીતસરની સંસ્થાઓ આપી શકે તેટલું એમ ને એમ ન આપી શકાય આવી સંસ્થાઓ ન હોવી જોઈએ એમ કહેવાથી અને એ સસ્થાઓને ઉતારી પાડવાથી પરિણામ એટલું જ આવે છે કે ઊંટવૈદો ફાવી જાય છે. ખોટી જાહેરાતોની ફસામણમાં ઘણાં જણ આવી જાય છે. અને જેમને માટે સંતતિનિયમનની ખરી જરૂર છે તે ગરીબ અજ્ઞાન વર્ગ તેમાંથી બાતલ રહી જાય છે

સંતતિનિયમનને ટેકો આપીશુ તો આપણે directly સીધી રીતે અનીતિને ઉત્તેજન આપીશું એવી માન્યતા—ભીરુતા એની જરૂર માનવા છતાં વિરોધ દર્શાવનારમાં રહેલી જોવામાં આવે છે રખેને કોઈ આપણને અનીતિપોષક માને, રખેને આપણે કોઈની નજરમાંથી ઊતરી જઈએ, એ ભાવના આની પાછળ રહેલી છે વિશેષમાં જેમણે ગાંધીજીના વિચાર સર્વથા માન્ય કર્યા હોય તેવાઓને તો તેમની પૂજ્ય ભાવનાનો ભંગ થતો પણ લાગે છે. આ બધી ગૂચવણોમાં બીચારાં ગરીબ—unwanted—નહિ ઇચ્છેલાં—વણમાગ્યાં બાળકો પૃથ્વી પર આવીને હજારોની સખ્યામાં આપણા દેશમાં મૃત્યુ પામે છે, સેંકડો માંદગીભરી જિંદગી જીવે છે, સખ્યાબંધ માતાઓ અરણશરણ થાય છે, ઘણાં સંતાનોની માતાઓ તેમને દુનિયામાં એકલવાયાં મૂકી મૃત્યુ પામે છે. એકંદરે સ્ત્રીઓ અને બાળકોને આ પ્રશ્નની ઉપેક્ષાને લીધે વિશેષ કરીને શોષવું પડે છે.

જીવનવ્યવહારમાં સામે આવી પડતા ગંભીર પ્રશ્નોને ઉડાવી દેવા અને જીવનની સત્ય નક્કર વસ્તુઓ તરફ આંખમીંચામણાં કરવાં એ નીતિ ઉન્નતિને માર્ગે લઈ જનાર નથી.

કોઈ કોઈ તરફથી એવી વિચિત્ર દલીલ પણ સાંભળી છે કે પર દેશથી જે બાઈઓ સંતતિનિયમનનો પ્રચાર કરવા આવે છે તે પરદેશી

સાધનોના વેપારને વેગ આપવાના હેતુથી હિંદમાં આવે છે! આ કહેનારને કદાચ ખબર નહિ હોય કે તેઓ પોતાના દેશમાં એ વસ્તુને શાટે મોટાં ખાતાં ચલાવી રહ્યાં છે અને એ આવનાર સ્ત્રીઓ હોઈ ગમે તે દેશ કે પ્રજાની સ્ત્રી હોય તે સર્વનું હિત તેઓને હૈયે છે

યુરોપના કેટલાક દેશોમાં હવે સંતતિનિયમનની વિરુદ્ધ પ્રચાર ચાલે છે એમ કહી કેટલાક દલીલ કરે છે. તેઓ ભૂલી જાય છે કે તે દેશોમાં લડાઈ અગર બીજા કારણસર વસ્તીના વધારાની જરૂર પડેલી છે. યુરોપના દેશોમાં રાષ્ટ્રિય ભાવના એટલી પ્રબળ છે કે આજે વધારે બાળકોના ઉત્પત્તિ માટે માગણી થાય તો તે મુજબ કાયદા થઈ તેને અનુસરવામાં આવે. વરસ પછી એવી જરૂર જણાય કે હવે બાળકો ઓછાં જોઇએ તો પ્રજાનું લક્ષ તે તરફ દોરાય છે, અને રાષ્ટ્રને ખાતર સર્વ કાંઈ કરવા પ્રજા તૈયાર હોય છે.

આપણા ગરીબ-અતિ દરિદ્ર-દેશનાં બાળકોને પૂરતો પાષ્ટિક ખોરાક મળે, આપણી અજ્ઞાન સ્ત્રીઓનાં આરોગ્ય સુધરે, એ શુભનિષ્ઠા સંતતિનિયમનના હિમાયતીઓની છે એ ખાતરી આપવાની જરૂર છે?

[ 'જ્યોતિધર,'–વર્ષ ૧, ૭–૫–૧૯૩૮ ]

# મહિલા પરિષદનું કાર્યક્ષેત્ર

આજ કેટલાંક વર્ષ પછી ઇન્દોરની બહેનોને મળવાનો પ્રસંગ મળ્યો છે તેથી મને ઘણો આનંદ થયો છે. હિંદી સાહિત્ય સમેલન ઇન્દોરમાં સને ૧૯૩૫માં ભરાયું અને મહાત્મા ગાંધીજી આવેલા તે વખતે હું ઇન્દોર આવેલી. સ્ત્રીઓની એક સભા શ્રીમતી મીરાંબાઈ જેઓ ગાંધીજીની સાથે આવેલાં, તેમના અધ્યક્ષપણા નીચે ભરાયેલી. અખિલ હિંદ મહિલા પરિષદે ફરીથી તમો સર્વેને મળવાની મને જે તક આપી છે તે માટે હું તેમાં કાર્ય કરતાં બહેનોની આભારી છું આવી કૉન્ફરન્સ માટે એક વાર અગાઉ પણ મને આપે નિમંત્રણ આપેલું, પરંતુ અનુકૂળ સંજોગો નહિ હોવાથી આપની સેવામાં હાજર થઈ શકી નહોતી.

આપણે સર્વ જાણીએ છીએ કે જગત કેટલી ઝડપથી આગળ વધતું જાય છે. અન્ય દેશોની સ્ત્રીઓએ અનેક દિશામાં પ્રગતિ સાધી છે. આપણા દેશમાં પણ સ્ત્રીઓ આગળ વધવા લાગી છે, પરંતુ દુનિયાના બીજા દેશોની સરખામણીમાં આપણી ગતિ મંદ છે. એ ગતિમાં વેગ આણવાની ખાસ જરૂર છે. અખિલ હિંદ મહિલા પરિષદ સરખી સંસ્થા આ કાર્ય કરવા માટે શક્તિમાન છે, એમ હું માનું છું.

બહેનો, પંડિત જવાહરલાલજીએ એક વખતે આપણી સંસ્થાને સ્ત્રીઓની મોજમજાનું સ્થાન—ટીપાર્ટી—કહેલી; પરંતુ તેઓશ્રીને જ્યારે આ સંસ્થાના વિશાળ કાર્યક્ષેત્રની પૂરી માહિતી મળી ત્યારે તેમણે જાહેરમાં નિવેદન કરેલું કે આ સંસ્થા માટે મારો મત હતો તે ભ્રમ હતો. આખા હિંદની સ્ત્રીઓમાં નાત–જાત–ધર્મ–રાજકીય વિચારો વગેરેના ભેદ દૂર કરી માત્ર સ્ત્રીજાતિના હિત માટેની આ સંસ્થા માટે

તેમણે અત્યંત માનવૃત્તિ દર્શાવેલી. પરંતુ ઘણી વાર ટીકાકારો આ પાછલી વાત ભૂલી જઈ પંડિતજીના નામે આપણને બદનામ કરે છે. આપણી મોટી સંસ્થામાં પંડિતજીનાં બ્હેન પોતે પ્રમુખ થયેલાં છે. આજે તેમના પર તેમના પતિના સ્વર્ગવાસથી મહાન વિપત્તિનું વાદળ આવેલું છે—તેમના આ દુઃખમાં આપણ સર્વની સહાનુભૂતિ છે એ અત્રે જણાવીશું

આ સંસ્થાથી અપરિચિત એવા અને અમુક રાજકીય પક્ષો જ દેશનો ઉદ્ધાર કરી શકે અને બીજા કોઈ યત્કિંચિત્ પણ તેમાં ફાળો ન આપી શકે એવો દૃઢ આગ્રહ ધરાવનારા ઘણી વાર પૂછે છે કે અખિલ હિંદ મહિલા પરિષદે આટલાં વર્ષોમાં શું કામ કર્યું. આ પ્રશ્નનો ઉત્તર એક વાકયમાં આપવો બને તેમ નથી. આ સંસ્થાનું ધ્યેય શું છે, તેના ઉદ્દેશો કયા છે, એ જાણ્યા વગર આવા—બિનજવાબદાર પ્રશ્નો પૂછનારને તો કશો જ જવાબ આપવાની જરૂર નથી; પરંતુ ખરી જિજ્ઞાસાથી જેઓ જાણવા માગે છે તેમને માટે થોડો ખુલાસો જરૂરી છે. આખા હિંદ માટેની શું પુરુષોની કે શું સ્ત્રીઓની સંસ્થા મુખ્યત્વે દેશની ઉન્નતિના તમામ પ્રશ્નો ઉપર વિચારોનો આપ-લે કરે અને પ્રશ્નોના ઉકેલ શોધે એ તેનું પ્રથમ કર્તવ્ય થઈ પડે છે. દેશની પરિસ્થિતિ વિશે તથા પ્રગતિ વિશે લોકમત કેળવે એ કાર્ય પણ આવી સંસ્થા કરી શકે છે. સમસ્ત દેશના કેળવણીવિષયક, આરોગ્યને લગતા, સામાજિક અને રાજકીય પ્રશ્નો સંબંધે નિષ્પક્ષપણે તેમજ તટસ્થ રહીને ગંભીરપણે વિચાર કરવાનું કર્તવ્ય અખિલ હિંદ મહિલા પરિષદે માથે લીધું છે. સંસ્થાઓ એટલે કે શાળા પાઠશાળાઓ, ઉદ્યોગગૃહો, વર્ગો વગેરે બને ચલાવવાં એ આ સંસ્થાઓની ખાસ ફરજ નથી. તેની શાખાઓ આવી સંસ્થાઓ ઉપર દેખરેખ રાખે, તેને માર્ગસૂચન કરે, અને તેટલી સહાયતા કરે; પરંતુ અખિલ હિંદની મુખ્ય સંસ્થા તો સમગ્ર દેશનું સર્વદેશીય અવલોકન કરી દેશની અધોગતિ શાથી થઈ,

હવે તેમાંથી તેને બહાર કેમ લાવવો વગેરે મહાન પ્રશ્નો પર પોતાના અભિપ્રાયો બાંધી તે માટે ઉપાયો યોજે, કાયદાનાં બંધન હોય તો ધારાસભાઓ આગળ પોતાના મતો આગ્રહપૂર્વક રજૂ કરે, પ્રજાને જે કામ કરવાનું હોય તે તેમની સમક્ષ જણાવે આમ આ સંસ્થાનું મુખ્ય કર્તવ્ય તે Deliberation એટલે કે ગંભીર વિચારણા છે આખા દેશની સ્ત્રીઓનું સંગઠન કરવું એ આ સંસ્થાનો એક ઉદ્દેશ છે અને તેમાં તેને સફળતા મળી છે એ તો સ્વતસિદ્ધ વાત છે ઉચ્ચ આદર્શો અને નિષ્પક્ષતાને પરિણામે દેશમાં અખિલ હિંદ મહિલા પરિષદે એક અજોડ સ્થાન મેળવ્યું છે એ નિર્વિવાદ છે જ્યારે જ્યારે પ્રસંગ આવે ત્યારે એ સંસ્થાના મતનું ભારે વજન પડે છે રાઉન્ડ ટેબલ-કોન્ફરન્સમાં સ્ત્રીઓને સામેલ કરવાની અ હિ મ પની માગણી મંજૂર થઈ હતી સ્ત્રીઓને ખાણોનાં કામ કરતી બંધ કરવામાં અ હિ મ પ તરફથી થયેલા દબાણનું શુભ પરિણામ આવ્યું હતું હિંદુ કાયદામાં સ્ત્રીઓને અનેક રીતે અન્યાય થાય છે તે માટે કાયદાઓની ફરી વિચારણા કરી તેને ન્યાયી સ્વરૂપ આપવા અ. હિ મ પ એ સરકાર પાસે કમિટી નિમાવડાવી, જે રાવકમિટીને નામે જાણીતી છે તે કમિટીનું કામ જ્યારે સંપૂર્ણ થશે ત્યારે આ સંસ્થાએ હિંદની સ્ત્રીઓ માટે જે પ્રયત્નો કર્યા છે તેનો ખ્યાલ પ્રજાને આવશે અક્ષરજ્ઞાન તેમજ અસ્પૃશ્યતાનિવારણ માટે અ હિ મ. પના સ્તુત્ય પ્રયાસોનાં સુફળ આવેલાં છે સ્વદેશીના પ્રચાર અર્થે એ સંસ્થાએ બનતું કરવામાં બાકી રાખ્યું નથી પ્રજાનું સ્વાસ્થ્ય સુધારવા માટે સર્વ ઈલાજો લેવાની કોશીશ કરી છે સમાજની હાનિકારક રૂઢિઓ તરફ પોતાનો વિરોધ દર્શાવી લોકમતને સમજાવવા યથાશક્તિ પ્રચારકાર્ય કર્યું છે ગામડાંની સ્થિતિ સુધારવા સંબંધેની યોજનાઓ ઘડી છે પરંતુ તે કાર્ય ઈચ્છીએ તેટનું આગળ વધારી શકાયું નથી હવે જે ગામમાં પરિષદ મળે ત્યાંની સ્થાનિક ભાષામાં પ્રવચનો કરવાની પદ્ધતિ દાખલ કરવાથી માત્ર સુશિક્ષિત જ નહિ પરંતુ ઈતર સ્ત્રીવર્ગ પણ આ સંસ્થાના સંમેલનમાં ભાગ લેતો થયો છે થોડાં જ

વર્ષની કારકિર્દીમાં અખિલ હિંદ મહિલા પરિષદે ઘણું કરી બતાવ્યું છે, એ નિર્વિવાદ છે આપણો દેશ ઘણો મોટો છે. અનેક કારણોને લઈને આપણે આપણા પ્રાચીન ગૌરવને વિસારી બેઠા છીએ, એટલે આ સંસ્થાએ તેમજ બીજી સર્વ દેશહિતની સંસ્થાઓને માટે કાર્યક્ષેત્રનો મહાન સમુદાય આગળ પડ્યો છે.

આપણી સુશિક્ષિત સ્ત્રીઓની જવાબદારી ભારે છે. એવી સ્ત્રીઓની સંખ્યા દિન પર દિન વધતી જાય છે, એટલે એ જવાબદારી તેઓ સમજે અને તે મુજબ કર્મ બજાવે તો દેશનું ભાવિ ઉજ્જવળ છે. તેમને ઘણાં કાર્યો કરવાનાં છે. સૌથી મહત્ત્વનું કાર્ય આપણી બહેનોનું અજ્ઞાનનિવારણ એ છે. આને માટે બહેનો વાંચતી લખતી થઈ જાય એ આવશ્યક છે–નિરક્ષરતા એ આપણે માથે મોટું કલંક છે. બહેનો માત્ર નહિ પણ ભાઈઓ પણ એવી જ સ્થિતિમાં છે.—માટે જેમને જેમને આપણા દેશબંધુઓની દાઝ હોય તેમણે આ ઘોર અંધકાર દૂર કરવા માટે તનતોડ પ્રયત્ન કરવો જોઈએ. આપણે વિદ્યાનાં સુફળ ભોગવીએ અને આપણાં કરોડો ભાઈ-બહેનો તેનો સ્પર્શ પણ ન કરી શકે એ સ્થિતિ આપણને પોતાને સ્વાર્થમય દેખાડનાર છે અને શરમાવનાર છે. એ જેટલી જલદી દૂર થાય તેટલો પ્રજાને લાભ છે.

આપણા દેશની ગરીબાઈ પણ દિલ પિગળાવે તેવી છે. અડધી પ્રજા એક ટંક ખાઈને જીવે, અર્ધું શરીર ઢાંકીને રહે, અને એકાદ દુકાળ જેવું સંકટ આવે કે હજારોની સંખ્યામાં જીવડાં માફક મરી જાય, આ અતિ કરુણ દશા એક વખતના ગૌરવશાળી, ધનધાન્યપૂર્ણ, દેશની થઈ છે.—તેને માટે જેને પરમાત્માએ બુદ્ધિ અને સંપત્તિ આપી હોય તેણે વિચાર કરી એ સ્થિતિ કેમ સુધરે તેના માર્ગ શોધવા એ કર્તવ્ય થઈ પડે છે. જાતજાતના ઉદ્યોગો સ્થાપી કમાણીનાં સાધન કરી, આપવામાં મદદરૂપ થવાની જરૂર છે. હાલની યુદ્ધસ્થિતિ પૂરી થતાં આપણે અનેક માર્ગોનો વિચાર કરવાનો રહેશે પ્રજાને પોતાનો વહીવટ

પોતાના હિત માટે કરવા દેવામાં આવે તો ઘણા પ્રશ્નોનો નિકાલ થાય. યુદ્ધવિરામ પછી આવું પરિણામ આવે એમ આપણે આશા રાખીશું.

આટલા મોટા વિસ્તારવાળા, અનેક ધર્મસંપ્રદાયોવાળા ભિન્ન રાજ્યવહીવટવાળા, અનેક-ભાષાવાળા દેશમાં કયે માર્ગે પ્રયાણ કરવું એ વિકટ પ્રશ્ન છે છતાં એટલું તો છે જ કે નિરક્ષરતા–ગરીબાઈ–અનારોગ્ય, સામાજિક કુરિવાજો, રાજકીય પરિસ્થિતિ, વગેરે દેશની દુર્દશાનાં કારણો સર્વસામાન્ય છે. આ દુર્દશા સુધારવા માટે અહીંતહીં થીગડાં મારવાથી ખરી કાર્યસિદ્ધિ થવાની નથી. એવી થોડી રાહત મળે તેથી મૂળ જવાનાં નથી. એટલે સર્વદેશીય, સર્વાંગી પ્રગતિને માટે યોજના થાય તો જ સફળતા મળે. આ યોજના એવી જ હોય કે જેમાં અકેક બાબતના સુધારા એક પછી એક નહિ પણ એકી વખતે કરવાના હોય.

આ મોટી વિચારણામાં જેટલો ભાગ ભજવવાનો છે તેટલો જ સ્ત્રીઓને ભજવવાનો છે. આપણાં હજારો ગામડાં સુધારણા માગે છે. ત્યાંના લોકોની સાથે એકતા કેળવી તેમનો વિશ્વાસ જીતી તેમનામાં કામ કરવામાં એક જાતની કુનેહની જરૂર છે. જેનામાં તે હોય તે જ ત્યાં પોતાનું કામ ધપાવી શકે છે. ગ્રામજનો આપણી મમતાનાં ભૂખ્યાં છે. આપણામાં વિશ્વાસ મૂકવા જેવું જુએ તો તરત તેઓ આપણે વશ થાય છે. પરદેશી મિશનરીઓ આ જ કુનેહથી ગ્રામજનોનાં મન મેળવી લઈ શક્યા છે. આપણામાંનાં થોડાંઘણાં ભાઈબહેનો આ કાર્ય કરે તો દેશની મોટી સેવા કરી ગણાશે. મને ખબર મળી છે કે ઇન્દોરની શાખા ગામડાંની પ્રજાની સ્થિતિ સુધારવા સક્રિય પ્રયાસો કરે છે અને તે માટે તેમને હું ધન્યવાદ આપું છું.

અખિલ હિંદ મહિલા પરિષદ તરફથી થતા કાર્યનું સ્વરૂપ એવું છે કે જેમાં ખાસ કરીને સુશિક્ષિત અને આગળ પડતા વિચારવાળી બહેનોને કામ કરવાની તક મળે. કાયદાઓ સંબંધે ચર્ચાઓ કરવાની

હોય, અગર કેળવણીની પુનર્ઘટના કરવાનો પ્રશ્ન હોય કે સત્તાધીશો પાસેથી મતાધિકાર સંબંધે હક્ક મેળવવાના હોય, આરોગ્ય માટે આંકડા એકત્ર કરવાના હોય, એવાં અને બીજાં કાર્યોમાં ભણેલી બહેનો જ કામ કરી શકે એ સ્વાભાવિક છે; એટલે કે આ વિશેષ કરીને તેવી બહેનોનું જ મંડળ છે અને બીજાને તેમાં સ્થાન નથી એમ બહારથી જણાય છે. એમાં બીજા બહેનો રસપૂર્વક ભાગ લે એ તો અમે ઇચ્છીએ છીએ. બહેનોના સર્વ પ્રશ્ન, તેમનાં સર્વ દુઃખો, તેમની તકલીફો તેઓ સમજે તે ખરેખર ઇચ્છવા જેવું છે. તે માટે તેમની સાથે ભળી તેમને ખરી સ્થિતિ સમજાવવા માટે આ મંડળને હજી ઘણું કરવાનું બાકી છે. એ દિશામાં કામ કરવાની જરૂરિયાત અમે સ્વીકારીએ છીએ હિંદની તમામ સ્ત્રીઓ, ભણેલી, વગરભણેલી, ગરીબ, શ્રીમંત સર્વ કોઈ એકત્ર થઈ પોતાનું ખરું સ્થાન પ્રાપ્ત કરે, એ આ સંસ્થાનો અંતિમ હેતુ છે. અને તે પ્રમાણે ભવિષ્યમાં થાય એવી જ આશા છે

આ પ્રસંગે એક બીજી બાબતનો ઉલ્લેખ કરવો અસ્થાને નહિ ગણાય. દિન પર દિન અભ્યાસ કરનાર છોકરીઓની સંખ્યા વધતી જાય છે ઉચ્ચ અભ્યાસ પણ સંખ્યાબંધ બહેનો કરે છે. તેમાંની કોઈ કદાપિ ઘરકામમાં પ્રવીણ ન હોય, અપવાદ તરીકે કોઈ અનુચિત-વર્તન-વાળી હોય, તો તે બધો દોષ ભણતર પર નાંખવાની હાલમાં એક પ્રથા થઈ પડી છે. જાણે બધા દુર્ગુણો ભણતરથી જ આવતા હોય એમ વાર્તાઓમાં, નાટકના તખ્તા પર તેમજ અન્ય સ્થળેથી દર્શાવવામાં આવે છે. આ ખરેખર તિરસ્કારને પાત્ર વલણ છે, જેને સર્વ બહેનોએ વખોડી કાઢવું જોઈએ. આવા વિચારો દર્શાવનારી વાર્તાનાં પુસ્તકો બાળી મૂકવાં જોઈએ. એવાં નાટકોનો 'બોયકોટ' કરવો જોઈએ. સ્ત્રીવર્ગે પોતાના સંમાનની રક્ષા કરવા આગ્રહ ધરવવો જોઈએ. કોઈ મોટા શહેરની જાહેર જગાએ જઈને જુઓ: જાતજાતનાં વસ્ત્રાલંકારમાં મઢાયેલી સ્ત્રીઓનો સમૂહ જુઓ; સુંદર દેખાવની ટાપટીપના

અદર્શનરૂપ વ્યક્તિઓ જોનાં જાણે ચીતરી ચડે તેવી લાગણી થશે પૈસાદાર અને પૈસાવાળાં દેખાવા મથનાર આ ટોળામાં સુશિક્ષિત બહેનો આંગળીને વેઢે ગણાય તેટલી હશે; છતાં ભણેલી સ્ત્રીઓ ફેશનેબલ હોય એવી ખોટી માન્યતા ફેલાવવાનો ધંધો જ કેટલાક લઈ બેઠા છે જેઓ ખરી વાત જાણતા નથી અગર જાણતા મગતા નથી. તેમનો મત ફેરવવો એ અશક્ય વસ્તુ છે. સામાન્ય રીતે તો સુશિક્ષિત સ્ત્રીઓ સાદાઈમાં જ પોતાની મહત્તા માને છે એ હકીકત છે

બીજી એક બાબત તરફ આપ સર્વેનું લક્ષ દોરવા રજા લઉં છું. આપણા દેશની પ્રજાનું શરીરબળ, તેમનુ આરોગ્ય, તેમના બાંધા વગેરે દિન પર દિન ઊતરતી દશામાં જતાં જાય છે એમ એ બાબતનો અભ્યાસ કરનારાઓ જાહેર કરે છે. આ સંબંધે બહેનોએ ખાસ વિચાર કરવાની જરૂર છે સ્ત્રીઓ બાળકો ને ઉછેરે છે તેમના પોષણની વ્યવસ્થા કરે છે, તેમણે આ સંબંધમાં શોધખોળ કરી કઈ ઊણપો છે તે જોઈ તેના ઈલાજ લેવા જરૂરી છે પુષ્ટિકારક ખોરાક અને પૂરતી કસરત એ બેની ખામી મને પોતાને લાગે છે પ્રજાનાં બાળકોનો મોટો ભાગ દૂધ વગર ઊછરે છે. તેમને ફળફળાદિ શાકપાન ખવા મળતા નથી તેનાં ઘણાં કારણો છે તેમાં જે આપણે દૂર કરી શકીએ તેવાં હોય તે હાથમાં લેવાં એ પ્રજાહિતનું મોટુ જરૂરી કામ છે. અલ્પ આવકવાળા મનુષ્યો ઉપરાંત સુખી માણસો પણ પૂરતો અને પુષ્ટિકારક ખોરાક લેવાની દરકાર કરતાં નથી શ્રીમંતો કસરતને અભાવે તેમજ વિશેષ ભારે ખોરાકને લીધે આરોગ્યહીન રહે છે એ બીજા છેડાની સ્થિતિ છે—Balanced diet એટલે કે શરીરસંવર્ધન માટે યોગ્ય પ્રમાણસરનો ખોરાક ગૃહિણીએ આપવા તરફ ધ્યાન આપવું એ અતિ આવશ્યક છે.

મને માહિતી મળેલી છે કે ઈદોરની શાખા ઉત્સાહપૂર્વક સ્ત્રીજાતિની બહતી થાય તેવાં જુદાંજુદાં કાર્યો કરે છે તેમજ મધ્યસ્થ સંસ્થાને

દરેક પ્રસંગે જરૂરી સાથ આપે છે. ઇંદોર શહેરમાં પચરંગી પ્રજા વસે છે. તે સર્વ એકત્ર થઈ આવાં શુભ કાર્યો કરવા બહેનો સતત કામ કરે છે એ પ્રશંસનીય છે.

જે દીર્ઘ દૃષ્ટિથી અને દેશપ્રીતિથી અખિલ હિંદ મહિલા પરિષદ સ્થાપિત થઈ છે તેનાથી એ આપણી પ્રજાને વધારે ને વધારે ઉપકારક નીવડો તથા ભવિષ્યની પ્રજા તેનાં શુભ પરિણામ પ્રાપ્ત કરો, એ શુભેચ્છા સાથે મારું બોલવાનું સમાપ્ત કરું છું.

[ 'જયોતિર્ધર,'–વર્ષ ૭, ૧૯–૨–૪૪ ]

# સ્ત્રીઓ માટેનું ખાસ સાહિત્ય

**સ્ત્રીવર્ગની** સેવા કરનાર 'સ્ત્રીબોધ' પત્રની જ્યુબિલીનો પ્રસંગ સાહિત્યના શોખીનો તથા દેશના હિતેચ્છુઓને સર્વથા આનંદદાયક હોય એ સ્વાભાવિક છે. એક માસિક પત્ર કાઢી એકનિષ્ઠાથી તેને ચડની-પડતીની દશાઓમાંથી તારી પચાસ વર્ષનું કરવું એ આપણા દેશમાં અસાધારણ બનાવ છે. એવા પત્રની આટલાં વર્ષના હયાતી એ જ તેની યોગ્યતાનો મોટો પુરાવો છે આ શુભ અવસરે દિલગીરી એક જ થાય છે કે 'સ્ત્રીબોધ' ને બાળ વયથી પાળીપોષીને ઉન્નત સ્થિતિમાં લાવનાર તેના પિતા આ સમયે એ અવસર જોવા રહ્યા નથી. મર્હૂમ મિ. કેખુશરો નવરોજજી કાબરાજી 'સ્ત્રીબોધ'ના આત્મરૂપ (Life and Soul) હતા, તેમજ 'સ્ત્રીબોધ' એમના જીવનનું અતિપ્રિય કાર્ય હતું. એ પત્ર પાછળ એમણે તન મન અને ધન અર્પણ કર્યાં હતાં. એવા નરની ખોટ 'સ્ત્રીબોધ' ને હમેશ રહેવાની અને 'સ્ત્રીબોધ'ના વાંચનારાને તેમના ઉપકારનું સ્મરણ નિરંતર રહેશે.

આ પ્રસંગે સ્ત્રીઓના ખાસ સાહિત્ય વિશે બે બોલ અસ્થાને નહિ લાગે. એ તો સર્વને જાણીતી વાત છે કે સ્ત્રીઓ પુરુષોના જેટલી સંખ્યામાં તથા જેટલી હદ સુધીની કેળવણી કોઈ પણ દેશમાં પામતી નથી. તેનાં બે મુખ્ય કારણો છે. એક તો સ્ત્રીઓને પુરુષોના જેટલી અભ્યાસ માટે અનુકૂળતા મળતી નથી. બીજું, શિક્ષણ એ ઉદ્યમના સાધન તરીકે, રોજગાર મેળવવામાં ઉપયોગી થવાને લીધે, અને મોટે ભાગે સ્ત્રીઓને ધન કમાવાની જરૂર ન હોવાથી પુરુષો જેટલી કેળવણી સ્ત્રીઓને મળતી નથી વળી સ્ત્રી પુરુષોને સંસારમાં ભિન્ન ભિન્ન કાર્યો

કરવાનાં હોય છે, તેથી તેમનાં મનનાં વલણ જુદાં હોય છે. સાંસારિક કર્તવ્યપ્રદેશ ( Spheres ) જુદા હોવાથી તેમનાં મનનાં બંધારણ જુદાં થઈ જાય છે. તેમજ સ્વાભાવિક રીતે પણ સ્ત્રી પુરુષની લાગણીઓ અને વૃત્તિઓમાં કંઈક ભિન્નતા રહે છે જ બુદ્ધિની સામાન્યતા છતાં વૃત્તિઓ અને વલણોના ભેદને લીધે જ સ્ત્રીત્વ અને પુરુષત્વનો ભેદ કાયમ રહે છે.

કેળવણીની અસમતા અને વૃત્તિઓનો ભેદ એ બે ઉપર કહ્યાં તે કારણોને લીધે મુખ્યત્વે સ્ત્રીઓ માટે ખાસ સાહિત્યની અગત્ય રહે છે. તે ઉપરાંત આપણા દેશમાં સ્ત્રીકેળવણી ઘણી જ પછાત બલકે નહિ જેવા હોવાથી એ અગત્ય એક વિશેષ દૃષ્ટિબિંદુથી ધ્યાનમાં લેવા જેવી છે.

ઈંગ્લાંડ અમેરિકા વગેરે આગળ પડેલા દેશોમાં પણ સ્ત્રીઓનું ખાસ સાહિત્ય જોવામાં આવે છે સ્ત્રીઓની વૃત્તિઓ અને સ્ત્રીઓનાં ખાસ કર્તવ્યોની બાબતોને તે સર્વમાં વધારે મહત્ત્વ આપવામાં આવે છે. આપણા દેશમાં સ્ત્રીકેળવણી પ્રથમ પગથિયે હોવાથી સ્ત્રીઓનું ખાસ સાહિત્ય સ્ત્રીકેળવણીના પ્રચારને અર્થે વિશેષ લાભકર છે. આપણા લોકોમાં કન્યાને કેળવવાની વૃત્તિ ઓછી છે, અને વૃત્તિ હોય ત્યાં સાધન અને અનુકૂળતા હોતી નથી. બાળપણથી લગ્ન થાય એટલે સંસારમાં પડવાથી હિંદુ કન્યાઓને કેળવણી જૂજ મળે છે. ઘરસંસારનાં કાર્યોમાંથી ફુરસદ મળે તેનો લાભ સ્ત્રીઓ લે એવો હેતુ સ્ત્રીઓ માટેના ખાસ સાહિત્યનો હોય છે. એવા સાહિત્ય દ્વારા શિક્ષણ મેળવી જ્ઞાન વધારી નીતિમય જીવન ગાળી પોતાનાં કર્તવ્ય પૂર્ણ રીતે બજાવે તો જ એ વાંચવાનું સાર્થક થાય છે. એવા સાહિત્યમાં ગમત અને જ્ઞાન બે મળે એવી રચના હોવી જોઈએ. એ સાહિત્યે માસિક ચોપાનિયાનું રૂપ મુખ્ય કરીને ધારણ કરેલું દીઠામાં આવે છે. સાધારણ રીતે સ્ત્રીઓ માટેનાં ખાસ પુસ્તકો થોડાં છે, અને ખાસ વર્તમાનપત્રો તો કોઈક જ હશે માટે ચોપાનિયાંના રૂપમાં એ સાહિત્ય બધે નજરે પડે છે

એ રૂપ એ સાહિત્યને ખાસ અનુકૂળ છે વર્તમાનપત્રોમાં દેશપરદેશની ખબરો અને તે સમયના અગત્યના સવાલોની ચર્ચા હોય છે પુસ્તકોમાં નવલકથા કે જુદા જુદા વિષયોની સંપૂર્ણ માહિતી હોય છે ચોપાનિયાં પુસ્તકો તથા વર્તમાનપત્રોમાંથી જે જે વધારે ઉપયોગી હોય તે તારવી કાઢી વાચનાર સમક્ષ મૂકે છે પ્રત્યેક વિષય પર ટૂંકામાં સમજૂતી આપવી એ કાર્ય ચોપાનિયા દ્વારા જ થાય છે અને સામાન્ય બુદ્ધિને સમજાય તથા ટૂંક સમયમાં વચાય એવા રૂપમાં દરેક વિષય મૂકવાથી જ સ્ત્રીઓને માટેનો ખાસ સાહિત્યનો હેતુ પાર પડે છે પાકશાસ્ત્ર, આરોગ્યવિદ્યા, બાળકોને ઉછેરવા તથા કેળવવા સબંધી, ગૂંથણકળા, ઘરશણગારની કળાઓ વગેરે સ્ત્રીઉપયોગી બાબતોનાં પુસ્તકો પણ છે અને હોવાં જ જોઇએ, પરંતુ તાજા વિષયો પણ સંક્ષેપમાં જાણવાનું સાધન માસિક ચોપાનિયાં છે.

આવાં સ્ત્રીઉપયોગી ચોપાનિયાં અંગ્રેજી ભાષામાં અસંખ્ય નીકળે છે તે સિવાય બીજા ચોપાનિયાં પણ અંગ્રેજીમાં ઘણાં નીકળે છે અને તે સ્ત્રીવર્ગમાં વચાતાં નથી એમ પણ નથી, તથપિ બધાં બૈરાંનાં શિક્ષણ અને વૃત્તિઓ સરખાં નથી હોતાં. રાજદ્વારી, તત્ત્વચિંતનના અને એવા વિષયો પુરુષ વર્ગમાં વધારે વચાય છે ગુજરાતી ભાષામાં બીજા ચોપાનિયાં અનેક નીકળે છે, પરંતુ સ્ત્રીઉપયોગી ચોપાનિયું કાઢવાની પહેલ કેટલાક પારસી સુધારકોએ કરી હતી આજથી અર્ધી સદી ઉપર પારસીઓમાં સ્ત્રીકેળવણી ઘણી જ જૂજ હતી. કોઈ કોઈ બૈરાં માત્ર લખી વાંચી જાણતાં તેમનામાં જ્ઞાનનો પ્રસાર કરવો એ મિ. કાબરાજીનો શુભ ઉદ્દેશ હતો સ્ત્રીઓને સમજણ પડે, રસ પડે, ગમત મળે, જ્ઞાન મળે તથા નીતિનો બોધ મળે એવી વાર્તાઓ તથા બીજા લખાણો કરીને શિક્ષણને પગથિયે પગથિયે ચડાવી તેમનાં મન સંગીન રીતે કેળવવાં એ પરિણામ લાવવાના હેતુથી તેમણે મહાન કાર્ય આદર્યું હતું તે પરિણામ ત્રીસ પાંત્રીસ વર્ષની મુદતમાં તેઓ લાવી શક્યા હતા પારસીઓમાં આજ વાંચતાં લખતાં ન જાણનારી

એવી સેંકડો એક સ્ત્રી કદાપિ હશે કે નહિ હોય પારસીઓના સાંસારિક રિવાજો અગાઉ સુધારવા હતા તે સર્વ આજે બદનાઈ જઈ સર્વ બાબતોમાં પારસી કોમ જે આગળ પડતો ભાગ લે છે તે તેમની કોમની સ્ત્રીકેળવણીનું સુફળ છે કોઈ પણ કોમ કે પ્રજાની ચડતી થવાનું મુખ્ય સાધન સ્ત્રીકેળવણી તે મિ કાબરાજીની દુરંદેશીને મ લૂમ પડ્યું અને સ્ત્રીકેળવણી આપવાનું પ્રથમ પગથિયું 'સ્ત્રીબોધ' હતું

'સ્ત્રીબોધ' નીકળવા લગ્યું ત્યારે પારસી બૈરાંઓમાં વાંચી લખી જાણનારની સંખ્યા થોડી જ હતી, અને તે પછી કેટલાંક વર્ષ પછી બાનુ અધિપતિનળ઼ુ 'સ્ત્રી-મિત્ર' નામનું માસિક પારસી સન્નારીઓ તરફથી કાઢવામાં આવ્યું હતું આ રીતે ક્રમે ક્રમે સ્ત્રીઓમા વાચનનો શોખ ઉત્પન્ન થઈ તેમનામાં લખવાનો શોખ પેદા થયો છે આ એક શુભ ચિહ્ન છે લખાણમાં સ્ત્રીઓને પસંદ પડે તેવું લખવું, પરંતુ તેમની પસંદગીના વિષયો-તેમની ભાવનાઓ ( dea s ) વધારે વધારે ઉચ્ચ થતી જાય એ ધોરણે મિ કાબરાજીએ પ્રયત્ન કર્યો હતો અને તે સફળ થયો છે 'સ્ત્રી-મિત્ર' હાલ બંધ પડ્યું છે, પરંતુ 'સુન્દરી સુબોધ' નામનું ગુજરાતી માસિક પત્ર હિંદુ સ્ત્રીઓની કેળવણી વધારવાના તથા તેમની દશા સુધારવાના સ્તુત્ય હેતુથી હાલ નીકળે છે હિંદુ સ્ત્રીઓમાં જ્ઞાનનો ફેલાવો થશે તો જ હિંદુ સંસાર સુધરશે, એ સિવાય સુધારાની આશા મિથ્યા છે

સ્ત્રીકેળવણીમાં આગળ વધેલી પ્રજાઓના સ્ત્રીઓના સાહિત્યમાં અને પાછળ પડેલી પ્રજાઓના તેવા સાહિત્યમાં કંઈક કંઈક ભેદ રહે છે પ્રથમ કહી તેવી પ્રજાઓનું સાહિત્ય ચડિયાતી સ્થિતિમાં હોય છે શિક્ષણના પ્રથમ પાઠ તેમાં હોવાની જરૂર નથી હોતી હિંદુ સ્ત્રીઓનું ઉપયોગી સાહિત્ય જ્ઞાનની સીડીને પ્રથમ પગથિયે છે અને કેળવણીમાં વધેલી સ્ત્રીઓનું સાહિત્ય એ જ સીડીની ટોચ નજીક છે ગુજરાતી ભાષા ઉપરાંત હિંદી બંગાળી, ઉર્દૂ, મરાઠી વગેરે ભાષાઓમાં પણ સ્ત્રી

# ગૃહ્ય કલાઓ

**મ**નુષ્યજાતિના મનમાં સૌન્દર્યની ભાવના સર્વકાલમાં રહેલી છે. જંગલી પ્રજાઓમાં અપરિપક્વ રૂપમાં પણ એ ભાવનાનું દર્શન થાય છે. મનુષ્યસ્વભાવનું લક્ષણ સુન્દરતા તરફ આકર્ષાવાનું છે. સૌન્દર્યની એ ભાવનાને ઇન્દ્રિયગોચરતામાં લાવવી તેને કલા કહેવામાં આવે છે. કલાની આ ટૂંકી વ્યાખ્યામાં એના સાધારણ અર્થનો સમાવેશ થઈ શકે છે. મહાન તત્ત્વચિંતકોએ કલાનાં જુદાં જુદાં લક્ષણ કર્યાં છે. સૌન્દર્યના લક્ષણ વિશે પણ એક મત નથી. તથાપિ કલાનાં સર્વ ભિન્ન ભિન્ન લક્ષણમાં સૌન્દર્યની ઇન્દ્રિયગોચરતા એ સ્વરૂપ હોય છે જ.

આ સૃષ્ટિની રચના સુન્દરતાથી પરિપૂર્ણ છે. કુદરત—સૃષ્ટિનો કર્તા એક મહાન કલાવિધાયક છે. કુદરતની રચનાઓ સર્વ કલાઓના ઉત્કૃષ્ટ નમૂના છે ઘણી વાર મનુષ્ય કુદરતની કલાઓનું અનુકરણ કરે છે અને ઘણી વાર પોતાના મનમાં રહેલી કલ્પનાશક્તિ વડે નવી સૃષ્ટિ ઉપજાવે છે. કોઈક અસાધારણ કારણોથી મનુષ્યના મનમાં લાગણીઓ ઉદ્ભવે છે અને તે લાગણીઓ મૂર્ત સ્વરૂપ—આકર્ષક, સૌન્દર્યપૂર્ણ સ્વરૂપ—ધારણ કરે છે. આ રીતે સર્વ કલાઓની ઉત્પત્તિ છે. અનુકરણશક્તિ, કલ્પના અને લાગણીઓ એ સર્વ મળી મનુષ્ય પાસે જે કાર્ય કરાવે છે તે મનુષ્યની કલાઓ છે.

જર્મન તત્ત્વવેત્તા હેગલ મુખ્ય પાંચ કલાઓ ગણે છે અને જડ પદાર્થ જોડેના તેઓના સંબંધના પ્રમાણમાં તેઓને એક એકથી ચઢિ-

યાતી ગણે છે તેને અભિપ્રાયે સર્વથી ઊતરતી પંક્તિની કલા Architecture ( બાંધકામ ) છે, કેમકે તેમાં મુખ્યત્વે જડ પદાર્થોની, જડ આકૃતિઓની ગોઠવણ છે ત્યારપછી શિલ્પવિદ્યા ( Sculpture) તેનાથી કંઈક ચડિયાતી છે કેમકે મનુષ્યની પ્રાણીની આકૃતિઓ તેમાં કાઢવામાં આવે છે અને તેમાં મનોવ્યાપાર કાંઈક વિશેષ છે તે પછી ચિત્રકલા છે તેમાં જડ પદાર્થ સાથે વધારે ઓછો સબંધ છે. વળી તેમાં મનોવ્યાપાર વધારે હોવા ઉપરાંત માનસિક વ્યાપારો-લાગણીઓનું તેમાં દર્શન થાય છે ચિત્રકલાથી ચડતી કલા સંગીત છે જે દૃષ્ટિગોચર ન હોતાં કર્ણગોચર છે તેથી ઓછી સ્થૂલ લાગે છે તે પછી તે શબ્દમય હોઈ તેનું ઉપાદાન જડ પૃથ્વી નહિ પરંતુ આકાશ છે સર્વથી શ્રેષ્ઠ કલા તે કવિતા છે તેમાં જડ ઉપાદાન નહિ જેવાં છે તેમાં મનુષ્યનો આત્મા મૂર્તિમાન થઈ વાણીનું રૂપ ધારણ કરે છે અને તેની ઇન્દ્રિયગોચરતા બહુ થોડી છે તે કવિના મનમાથી ઉદ્ભવી અન્ય મનુષ્યોના મનને સ્પર્શે છે એક મનુષ્યનું મન અન્ય મનુષ્યના મનને સ્પર્શ કરી શકે તેના સાધનરૂપ વાણીની કવિતાને જરૂર પડે છે એટલા અંશમાં જ તે ઇંદ્રિયગોચર છે આ સર્વ અંગ્રેજીમા જેને Fine Arts કહે છે તે-મનોવ્યાપારની સૌન્દર્યોત્પાદક કલાઓ છે

આ લેખનો વિષય ગૃહ્ય કલાનો છે ગૃહ્ય કલાઓમાં ઘરસંબધી તમામ કલાઓનો સમાવેશ થાય છે Fine Arts જેને આપણે સૂક્ષ્મ કલાઓ કહીશુ તેમાંની થોડી અને બીજી ઘણી વધારે ઘરને લગતી કલાઓ છે આપણા સસ્કૃત-શાસ્ત્રકારોએ એકંદરે ચોસઠ કલાઓ કહી છે તે નીચે પ્રમાણે છે —

૧ વાદ્ય ૨ નૃત્ય ૩ ગીત ૪ નાટ્ય ૫ આલેખ્ય ૬ દેહને રંગવો ૭ જમીનમાંથી રત્ન કાઢવાં ૮ દેવને પુષ્પથી પૂજવુ ૯ પુષ્પની શય્યા બનાવવી ૧૦ દાંત લૂગડાં અને અંગનું રંગવુ ૧૧ શયન રચન ૧૨ ઉદકવાદ્ય ( જલતરંગ વગાડવુ ). ૧૩ ઉદકઘાત ( ફુવારા

ઉડાડવા) ૧૪ ચિત્રયોગ ૧૫ પુષ્પની માળા ગુંથવી ૧૬ કેશ ગુંથવા ૧૭ સ્વાંગ લેવો ૧૮ કાનને ભૂષણ કરવુ ૧૯ સુગંધી પદાર્થો બેચવા ૨૦ ભૂષણયોજના ૨૧ ઇંદ્રજાલ ૨૨ કૌચમાર યોગ (બીજાને ફસાવવાની નકવિદ્યા) ૨૩ હથચલાકી ૨૪ પકવાન મિષ્ટાન્ન વગેરે ક્રિયા ૨૫ શયન મંદિર બનાવવાની ક્રિયા ૨૬ સીવવાની ક્રિયા ૨૭ વીણા ડફ વગેરે વગાડવાની ક્રિયા ૨૮ ઉખાણાં, મસરિયાં વેણુ મારવાની વિદ્યા ૨૯ પૂતળાં બનાવવાની વિદ્યા ૩૦ દુર્વચક યોગ (દુષ્ટ માણસને પ્રપંચથી હરાવવાની વિદ્યા) ૩૧ પુસ્તકવાચન (બીજાને સમજાવવા માટે વચવુ તે) ૩૨ નાટિકા આખ્યાયિકા-દર્શન. ૩૩ કાવ્યસમસ્યાપૂર્તિ ૩૪ પટા ખેલવાની તથા બાણ ફેકવાની વિદ્યા ૩૫ તર્કકર્મ ૩૬ સુતારની કારીગરી ૩૭ વાસ્તુવિદ્યા ૩૮ રૂપ્યરત્ન પરીક્ષા ૩૯ રસાયનવિદ્યા ૪૦ મણિરાગજ્ઞાન ૪૧ ખાણ શોધી કાઢવાનું જ્ઞાન ૪૨ ઝાડનુ આયુષ જાણવાની વિદ્યા ૪૩ મેઢા કૂકડાં લડાવવાની વિદ્યા ૪૪ પોપટ મેના વગેરેને બોલાવવાની વિદ્યા. ૪૫ ઉત્સાદન ૪૬ કેશમાર્જનકૌશલ ૪૭ અક્ષરમુષ્ટિકા-કથન ૪૮ મ્લેચ્છ કાવ્યનું જ્ઞાન ૪૯ દેશભાષાજ્ઞાન ૫૦ બગીચા બનાવવાની કળા ૫૧ યંત્રમાતૃકા ૫૨ ધારણમાતૃકા (કાગળ વગેરે ઉપર અક્ષર ખેંચી પ્રયોગ કરવાનું જ્ઞાન) ૫૩ સપાટય (હીરાના બે કકડા કરવાનો હુન્નર) ૫૪ માનસી કાવ્યક્રિયા ૫૫ ક્રિયાવિકલ્પ ૫૬ કપટ પ્રપંચ યોગનું જ્ઞાન ૫૭ શબ્દનું તથા કવિતા રચવાનું જ્ઞાન ૫૮ સૂતરના વસ્ત્રને રેશમી અને રેશમીને સુતરાઈ જેવુ દેખાડવાની ક્રિયા ૫૯ ખોટા પાસા નાંખી દ્યૂતક્રિયાની વિદ્યા ૬૦ મંત્રથી બીજાની વસ્તુ હરણ કરવાની વિદ્યા ૬૧ બાનકીડનક ૬૨ વૈનાયિક (ભરવાની વિદ્યા) ૬૩ વશીકરણની વિદ્યા ૬૪ વૈતાલિકી વિદ્યા એ રીતે ચોસઠ કળાઓ સંસ્કૃત લખનારાઓને અભિપ્રાયે છે આટલાં બધાં નામ કુતૂહલ ખાતર આપ સર્વએ કદી જ્યાં વિના સાંભળ્યાં હશે એવી આશા છે એમાં સૂક્ષ્મ કળાઓ ઉપરાંત બીજી કલાઓ ઘણી છે અને પાશ્ચાત્ય સૂક્ષ્મ કળાઓમાંથી

બાંધકામ તથા શિલ્પવિદ્યા નથી વળી ઘણી એવી છે કે જેને સૌંદર્ય સાથે સબંધ નથી કેટલીક સદ્વર્તનને ઉચિત પણ નથી ખોટા પાસાથી દ્યૂત રમવું, પારકાની વસ્તુ હરણ કરવી, વૈનાયિકી વિદ્યા, બકવિદ્યા વગેરે અયોગ્ય વર્તનોનો પણ અંદર સમાવેશ કરેલો છે કેટલાકને કળાનું નામ પણ ઘટતુ નથી પરતુ આપણે જેને ગૃહ્ય કળાઓ કહીએ તે લગભગ સર્વ આ સમૂહમાંથી મળી આવે તેમ છે સૂક્ષ્મ કળાઓથી માંડીને લગભગ હુનર સુધીના પ્રદેશને પહોંચતી ગૃહ્ય કળાઓ છે એ ચોસઠ કળાઓમાં વિદ્યા અને કળા ( Science and Art ), જ્ઞાન અને તેનું વ્યવહારમા કાર્યરૂપ પરિણામ, એવો ભેદ રાખ્યો જણાતો નથી. વિદ્યા અને કળાઓ ભેગી આપી છે, તથાપિ પ્રત્યેક કળાની વિદ્યા (artની science) હોઈ શકે અને પ્રત્યેક વિદ્યા વ્યવહારમાં મૂકતાં તેની કલા થાય એ શક્ય છે એમ જાણી જ્ઞાન અને કાર્ય જોડાં મૂકવાથી થતી ગૂંચવણ દૂર કરી શકાશે.

ઉપર કહ્યું તેમ કળાની ઉત્પત્તિ સૌન્દર્યની ભાવના કલ્પના તથા લાગણીમાં છે તે સાથે તેનો હેતુ આનંદ આપવાનો છે, એ વાત ધ્યાનમાં રાખવા યોગ્ય છે. એ ધોરણે ઉપરની ચોસઠ કળાએમાથી ગૃહ્ય કળાઓ તારવી કાઢવી સહેલી પડશે. વાદ્ય, નૃત્ય, ગીત નાટ્ય, આલેખ્ય, લૂગડાં રંગવાં, જલતરંગ વગાડવું ફુવારા બનાવવા, ચિત્રકળા, પુષ્પની માળા ગૂંથવી, કેશ ગૂંથવા, કાનને ભૂષણ લગાડવાં, સુગંધી પદાર્થ બેચવા, ભૂષણયોજના, પકવાન્ન મિષ્ટાન્ન બનાવવાં, શરબત બનાવવાં, સીવવું, વીણા ડફ બજાવવાં, પૂતળીાં બનાવવાં, પુસ્તકવાચન ( reading aloud & reciting ), પોપટ મેના બોલાવવાં, કેશમાર્જન, બગીચા બનાવવા, બાલક્રીડનક અને વૈનાયિકી અથવા ભરવાની કળા એટલી ગૃહ્ય કલાઓ કહી શકાય. આ ઉપરાંત હાલના સમયમાં ફોટોગ્રાફી એ પણ સુગણનાયોગ્ય ગૃહ્ય કળા છે. વળી ઘરને શણગારવાના તથા વસ્ત્રાલંકાર સજવાના સંસ્કૃત કાવ્યોમાં તથા ગુજરાતી કાવ્યોમાં વર્ણન છતાં તેઓને કળામાં ગણાવ્યાં નથી. એ સિવાય બીજી

પણ હશે જુદા જુદા દેશોમા કાંઈ જુદી જુદી ગૃહ્ય કળાઓ પ્રવર્તમાન હોય છે

ગૃહ્ય કળાઓનો અર્થ માત્ર જડ ઘરને જડ પદાર્થોથી શોભાવનારી કળા કરતા વિસ્તારવાળો લીધો છે ઘર એટલે ઈંટ માટીનું ઘર નહિ, પરતુ Home એમાં ઉપયોગી અને આનદ આપનારી કળાઓ એવો અર્થ લેવા બાધ નહિ આવે એ માટે પ્રથમ ઘરને સુશોભિત કરવાની, અદર અને બહારથી સુદર રચનવાળુ કરવાની કળાઓ, પછી તેમાં વસનારાઓની ભૂખ તરસ સતોષાઈ તેમને આનદ મળે તેવી કળાઓ, તેઓ સુશોભિત વસ્ત્રાભૂષણ સજી સુન્દરતાની ભાવનાનો સાક્ષાત્કાર કરાવે તેવી કળાઓ, તથા તેમના માનસિક સાન્દર્યની આકર્ષક છાપ દર્શાવનારી કળાઓ એ સર્વ ગૃહ્ય કળાઓમાં આવવી જોઈએ એ સર્વ સરખા મહત્ત્વની નથી તથાપિ વધના ઓછા મહત્ત્વના અશ છતાં પ્રત્યેકમાં કાંઈ ચતુરાઈ કે કારીગરીનો અશ હોવો જરૂરનો છે અને તેથી જ એ કળાઓનાં વિધાયક સામાન્ય બુદ્ધિના મનુષ્ય કરતાં ચઢિયાતાં ગણાય છે કળાવાન મનુષ્યની દૃષ્ટિએ સૌન્દર્ય વહેલું પડે છે અગ્રેજીમાં કહે છે તેમ an eye for the beautiful એવી તેઓની શક્તિ હોય છે

જૂના સસ્કૃત ગ્રથો પરથી જણાય છે કે પ્રાચીન કાળમાં એ સર્વ કળાઓ પ્રચલિત હતી ચિત્રકળા તથા સગીતકળા સરખી સૂક્ષ્મ કળાઓ પરિપક્વ દશામાં આપણા દેશમાં ઘણા જૂના કાળથી હશે એમ માલૂમ પડે છે મહાકવિ કાલિદાસના અભિજ્ઞાનશાકુન્તલ નાટકમા દુષ્યન્ત રાજાને ચિત્રકળામાં નિપુણ બનાવ્યો છે અને તે એટલી હદ સુધી કે તેણે પોતે ચીતરેલું શકુન્તલાનું ચિત્ર જોઈ તેને ખરી શકુન્તલા સમજી રાજા તેને ભ્રમર દખ દેશે એમ ઘડીક ભ્રમણામાં પડે છે મેઘદૂત કાવ્યમાં યક્ષ પોતાની વિરહિણી સ્ત્રીનું વર્ણન મેઘ આગળ કરે છે તેમાં કહે છે કે તે કદાપિ મારુ ચિત્ર કલ્પનાવડે દોરતી હશે, અથવા વીણા વગાડતી

હશે અને પોતાનું રચેલું ગીત ગાતાં વિહ્વલતાથી ગાવામાં કાંઈ ભૂલતી હશે, વગેરે. એ પ્રમાણે સંગીત, વાદ્ય અને ચિત્રકલા ત્રણે કલાઓનાં વર્ણન છે. ગુજરાતી કવિ પ્રેમાનંદમાં ચિત્રલેખાને ચિત્રકલામાં કુશળ વર્ણવી છે, અને તેમાં એટલી નિપુણ કહી છે કે દેશદેશના રાજાઓનાં ચિત્ર ઓખાને તે ચીતરી દેખાડે છે. અંતે,

" ચિત્રલેખાએ લખીને દેખાડ્યો અનિરુદ્ધ,
મુગટ ભમર પર વદન સુધાકર, નેત્ર બે અમ્બુજ;
ઘેલી થઈ ઓખા ધાઈને ભેટી કાગળને ભરી ભુજ.

* * *

ના ના બોલો, માગ સમ છે, લાજો છો શા માટે,
ચિત્રલેહા કહે ન હોય સ્વામી, વળગ્યામાં કાગળ ફાટે "

એ પ્રમાણે આબેહૂબ છબી ચીતરી શકાતી એમ કવિએ બતાવ્યું છે. બાગ બગીચા બનાવવા અથવા બાગબાનીનો શોખ પણ સંસ્કૃત કાવ્યોમાં વર્ણવેલો છે શકુન્તલાને ઝાડને પાણી પાતી કવિએ વર્ણવી છે. મેઘદૂતમાં યક્ષ કહે છે કે અલકાપુરીમાં એક મન્દારનું ઝાડ છે અને તે મારી કાન્તાએ સ્નેહથી ઉછેરેલું છે અને એ તેને ઘણું પ્રિય છે. મહેલો અને ગૃહો અતિ મનોહરતાથી શણગારેલાં હોય તેનાં વર્ણન કાદંબરી વગેરે સંસ્કૃત ગ્રંથોમાં છે. સભામંડપો અને મહેલોનાં વર્ણન આપણા ગુજરાતી કવિઓનાં કાવ્યોમાં પણ છે; સંગીત, વાદ્ય અને નૃત્યનું વર્ણન પ્રેમાનંદના ( કહેવાતા ) દ્રૌપદીસ્વયંવરમાં પણ છે :—

" જી રે શી રે શોભા કહું તેહની જ્યાંહાં નૃત્ય કરે ઉર્વશીજી;
મેનકા હેમા બીજી બહુ રંભા, જે છે નાર સુર અશીજી.

* * *

કો ગોડી શ્રીરાગ વખાણે, કો કલ્યાણ કેદારજી;
કો ગુજરી સારંગ સામેરી, કો ગાવે રાગ મલ્હાર

કો કાનડો અડશો ને અશાવરી, કો ગાએ નાર વસંતજી;
કો ભૈરવ ને દેશાખ અલાપે, નટરાગ વિલસતજી.
કો અદોલ કાફી મેવાડો, કોએ દીપક રાગ માંડયોજી,
મધુરા ટોડી વેનાડી ગાએ, ખેલ અન્ય તો છાંડયોજી.

*                    *                    *

તાલ મૃદંગ ને અનેક સૂર સાથે તંબૂરા વીણા વગાડે રચેજી;
રબાબ સારંગી પિનાક શ્રીમંડલ, પાવા જલજંત્ર દશદશેજી."

વળી સામળ ભટની (ગણાયેલી) વિદ્યાવિલાસિનીની વાર્તામાં વિલાસિની નૃત્ય કરે છે તેનું વર્ણન છે:—

નૃત્ય નિહાળી રીઝયો ભૂપ, જાણે રંભા સરખું રૂપ;
પૃથ્વી ઉપર પગ નવ ધરે, અંગ મોડીને કટકા કરે.
બોતેર કળાથી કરતી નૃત્ય, ગઈ રાજા કેરી ત્યાં ગત્ય.

*                    *                    *

થાય જેવો વીણાનો નાદ, તેવો પડે નારીનો પાદ;
રાગ છત્રીસે તેમાં ભળે, ચગ મૃદંગ સૂર આવી મળે,
ઢોલ નરઘાં ઘૂઘર ને ચગ, ઉતારે વીણામાં રંગ;
નૃત્ય દેખી વિલાસિની તણું, સર્વે મોહ પામ્યા છે ઘણું."

એ સિવાય બીજા કવિઓનાં લખાણોમાં પણ સંગીત અને વખત વખતના રાગનાં વર્ણન છે.

વલ્લભની ગરબીઓમાં અંબાજી તથા બહુચરાજીના શણગાર વર્ણવ્યા છે તેમાં જુદાં જુદાં આભૂષણો અસંખ્ય ગણાવેલાં છે. પ્રેમાનંદ, સામળ અને બીજા કવિઓએ પોતાનાં કાવ્યની નાયિકાઓ (Heroines)નાં વસ્ત્ર આભૂષણ વર્ણવ્યાં છે. નરસિંહ મહેતો, દયારામ વગેરેએ કૃષ્ણનાં કાવ્યોમાં કૃષ્ણના શણગારનું વર્ણન કર્યું છે.

બ્રહ્માનંદ કવિએ કૃષ્ણકીર્તનનાં કેટલાંક પદોમાં કૃષ્ણના તમામ ફૂલના શણગાર લખ્યા છે :—

"કાનમાં ફૂલડાંનાં કુંડળ, ફૂલડાંના ભુજબંધ;
ફૂલ તણા ગજરા ફાવે છે, સુંદર માંહિ સુગંધ.
ફૂલ તણો શિર મુગટ જોઈ ને, મગન ફરે વ્રજનાર."

"ફૂલની બાંધી રે, પોંચી ફૂલની બાંધી.
ફૂલ તણાં છોગળિયાં ફરતાં, મેલ્યાં મર્માલાં.
ફૂલડાંની ટોપી ગૂથીને, પ્રેમે પહેરાવી."

"ફૂલડાં કેરા તોરા પહેર્યા, વ્રજજીવન વહાલે,
બ્રહ્મરજી ફૂલડાંને ભારે, લટકંતા ચાલે."

આમાં પુષ્પ ગૂંથવાની સુંદર કલા નજરે પડે છે. સ્વાદિષ્ઠ અને ભાતભાતનાં પકવાન, મીઠાઈઓ, રાઈતાં, અથાણાં એનાં વર્ણન પણ કૃષ્ણની થાળનાં કાવ્યમાં અથવા બીજાં કૃષ્ણભક્તિનાં કાવ્યમાં ગોપીઓ કૃષ્ણને ભોજન કરવા તેડે છે તે પ્રસંગમાં લખેલાં છે.

આ સર્વ દૃષ્ટાંતો ઉપરથી, એમાં વર્ણવેલી કલાઓ તે તે સમયે સારી રીતે જાણીતી હતી એમ સિદ્ધ થાય છે. એ સમયને આટલાં વર્ષ વીત્યા પછી તે કલાઓમાં અને બીજી ગૃહ કલાઓમાં ગણના યોગ્ય આપણે કાંઈ જ આગળ વધ્યાં નથી. ઊલટું, કેટલીક કલાઓ નાશ પામી છે. મધ્ય કાળમાં વારાંગનાઓ સર્વ કલાઓમાં નિપુણ ગણાતી અને કુલીન યુવકો જાતજાતની કલાઓની માહિતી મેળવવા તેઓ પાસે જતા. કલાઓ શીખવાની એક સંસ્થા જેવાં એવી સ્ત્રીઓનાં ઘર ગણાતાં.

મુસલમાની રાજ્યના સમયમાં એ લોકો પાસેથી આપણે થોડી જ કલાઓ શીખ્યાં છીએ. મુસલમાનો ઘણી ગૃહ અને બીજી કલાઓમાં કુશળ હતા; પરંતુ એમના રાજ્યસમયે હિંદુ મુસલમાન વચ્ચે ભિન્નભાવ અને અંતર હોવાથી કે બીજા ગમે તે કારણથી આપણે તેમની

કલાઓ કોઈક જ દાખલ કરી છે. પાંચસો વરસના મુસલમાની અમલ કરતાં તો સો વરસના અંગ્રેજી અમલમાં ઘણીક નવીન કલાઓ આપણા દેશમાં આવી છે. આનું એક કારણ એ છે કે અંગ્રેજ લોકો આ દેશના લોકને શરૂઆતથી કેળવતા આવ્યા છે. અને બીજું કારણ અંગ્રેજી ભાષામાં લગભગ બધી કલાઓ માટે પુષ્કળ સાહિત્ય છે. આપણી કલાઓનો પુનરુદ્ધાર કરવા માટે સર્વ કલાઓનાં શાસ્ત્રીય પુસ્તક હોવાની જરૂર છે પુસ્તકો વાંચી એમ ને એમ કલાવિધાનની શક્તિ આવી જતી નથી એ સત્ય છે, છતાં જુદા જુદા સમયના મહાન કલાવિધાયકોનાં અનુભવ અને જ્ઞાન સ્થાયી સ્વરૂપમાં પુસ્તકમાં રહી કલાના નવીન અભ્યાસીઓને માર્ગદર્શક બને છે. માટે બીજા સાહિત્યની વૃદ્ધિ સાથે કલાઓ સંબંધી સાહિત્યની ઉન્નતિ થવાની અતિ આવશ્યકતા છે.

ઘરનાં સર્વ કાર્ય સ્ત્રીઓનાં હોવાથી ગૃહ્ય કલાઓ મોટે ભાગે સ્ત્રીઓની કલાઓ જ હોવી જોઈએ. દુર્ભાગ્યે આપણા દેશમાં કલામાં કૌશલવાળી સ્ત્રીઓ થોડી છે. ચિત્રકલામાં આપણી સ્ત્રીઓ વધારેમાં વધારે સાથિયા પૂરે કે નાગ કાઢે, સંગીતમાં જાણીતા ઢાળની ગરબીઓ ગાઈ જાણે. હલકી સ્ત્રીઓ સંગીતકલામાં પ્રાવીણ્ય મેળવી ગાવાનો ધંધો કરે છે તેને લીધે ઉચ્ચ સ્ત્રીઓમાં સંગીત તિરસ્કારપાત્ર ગણાયું. ઘર શોભાવવામાં આપણી સ્ત્રીઓ ઘણું તો ઘરનાં તમામ વાસણ સફાઈથી સુંદર દેખાય તેમ ગોઠવે અને ઉચ્ચ વર્ણોમાં સહેજ ભરતુંગૂંથતું, આમાં આપણી સર્વ ગૃહ્ય કલાઓની સમાપ્તિ થાય છે. હાલમાં નિશાળોમાં કન્યાઓ શીખવા જાય છે તેને લીધે ભરવા ગૂંથવાનું આગળ વધ્યું છે એ ખરું છે, પણ જેને ખરી કલા કહીએ એવાં સુંદર (Artistic) કાર્ય થોડાં જ કરી જાણે છે. જેમને અનુકૂલતા હોય તેઓ નવરાશનો કાળ ગૃહ્ય કલાઓ ખીલવવા પાછળ કાઢે તો નિરર્થક નહિ જાય, કેમકે મહાન કલાવિધાયકો સરખું તો નહિ પણ ચિત્ત પ્રસન્ન થાય અને નિર્દોષ આનંદ પ્રાપ્ત કરાય એવું કલાવિધાન સર્વ કોઈ કરી શકે છે. પરિપૂર્ણ રીતે માત્ર ઈશ્વરદત્ત ખાસ શક્તિવાળાં કરી શકે,

પરંતુ સાધારણ કલાવ્યાપાર દુર્લભ નથી. કલાના પ્રસાદથી અંકિત થયેલાં મનુષ્ય જગતની મલિનતાથી કાંઈક દૂર રહી શકે છે એવો કલાનો દિવ્ય પ્રભાવ છે.

ગૃહ્ય કલાઓ કેટલી મનોહર અને ચિત્તાકર્ષક હોઈ શકે તેનો કાંઈક ખ્યાલ આવે તેવો, મુંબઈમાં થયેલા પ્રદર્શન વખતનો સ્ત્રીઓનો વિભાગ હતો. સુંદર કારીગરીની સુંદર રચનાઓ એમાં સર્વત્ર નજરે પડતી હતી, પરંતુ એ સર્વમાં આપણી હિંદુ સ્ત્રીઓનો ભાગ જૂજ હતો, અન્ય કોમોનું કામ મોટે ભાગે હતું. હિંદુ સ્ત્રીઓને પણ કલાઓનું યોગ્ય શિક્ષણ આપવામાં આવે તો તેઓ પણ વખત જતાં કલાઓમાં પ્રવીણ થઈ આગળ વધી શકે. પરંતુ ગૃહ્ય કલાઓ જેવી સ્ત્રીઓની ખાસ કલાઓ તરફ પણ આપણા લોકો બેદરકાર છે. એ બેદરકારીને લીધે પ્રજાની ઉન્નત ગતિમાં અવરોધ આવશે. વિદ્યાકલા અને હુન્નરમાં ચઢિયાતી સ્થિતિમાં આવ્યા વગર કોઈ પણ પ્રજા આગળ વધી શ્રેષ્ઠતા પામતી નથી. વિદ્યાકલાની સ્થિતિ પ્રજાની સ્થિતિનું સૂચક ચિહ્ન છે. એક સમય એવો હતો કે આપણો દેશ સર્વ સુધરેલી પ્રજાઓનો અગ્રણી હતો. તે સમયમાં અહીં વિદ્યાકલામાં કૌશલ પણ પરિપૂર્ણ હતું. બીજી બાબતોની અવનતિ સાથે વિદ્યાકલા પણ અધોગતિ પામી. પ્રજાનાં સમસ્ત અંગ સાથે ખીલે તો જ તે ઉન્નતિ પ્રાપ્ત કરે એવો સૃષ્ટિનિયમ છે. કેટલીક પ્રજાઓ કલામાં ખાસ વધારે પ્રવીણ હોય છે, પરંતુ સામાન્ય રીતે સર્વ દિશામાં ઉન્નત માર્ગે ક્રમણ કરાય તો જ શ્રેષ્ઠતા પ્રાપ્ત કરાય.

જગતવ્યવહારની બહાર લઈ જઈ કાંઈક દિવ્ય પ્રદેશોની ઝાંખી કરાવનાર–કલાઓ સર્વથા આદરણીય છે, પૂજ્ય છે. ગૃહ્ય કલાઓ તેવી જ કલાઓનાં રૂપ છે, માટે તે પરિપૂર્ણતા પામે એવો આપણે સર્વને યથાશક્તિ યત્ન કરવાનો છે.

[ 'વસંત' ]

# સ્ત્રીપુરુષની અસમાનતા

આપણા દેશમાં જ નહિ પરંતુ જગતભરમાં સ્ત્રીઓ પુરુષો કરતાં ઊતરતી કોટીની મનાય છે. કોઈ દેશમાં વધારે ઊતરતી, તો કોઈમાં ઓછી; પરંતુ એ બને વચ્ચે અસમાનતા તો છે જ. એ સ્થિતિ એટલી આપણા જીવનમાં ઊતરી ગઈ છે કે આપણે વિચાર પણ એ જ દૃષ્ટિથી કરીએ છીએ. જીવનના વ્યવહારમાં એ અસમાન ગણનાથી આપણને સ્ત્રી કે પુરુષ કોઈને કાંઈ લાગતું નથી, એવાં રીઢાં એ વ્યવહારથી થઈ ગયાં છીએ. કોઈની પત્ની ગુજરી જાય તો અથવા માંદી હોય ત્યારથી જ સંબંધીઓ પહેલો પ્રશ્ન એ પૂછે કે તમારામાં બીજી મળે કે નહિ જો મળે એમ જવાબ હોય તો પ્રશ્ન પૂછનાર નિશ્ચિંત થાય. કોઈ છોકરીનો પતિ ગુજરે તો કદી પણ તેને માટે ફરી સંસારપ્રવેશની કલ્પના પણ કોઈ કરે નહિ. એક ભાઈનો યુવાન પુત્ર સ્વર્ગવાસી થયો, બિચારી કુમળી બાળાને જીવનપર્યંત ઓશિયાળો અવતાર ગાળવાનો રહ્યો. થોડે વખતે એ જ ભાઈની પુત્રી પણ સ્વર્ગવાસ પામી. તરત જ એનો પતિ ફરી લગ્નની પેરવી કરવા લાગ્યો. એ બને એકબીજા સાથે સ્નેહલગ્નથી જોડાયેલાં, પરંતુ તેનું મૃત્યુ થતાં બધી વાત વીસરાઈ ગઈ. છોકરીનાં માતપિતા અને સંબંધીઓ પણ એમ જ કહે કે 'ભાઈ નાનો બાળક છે, કાંઈ આપણી છોકરી મરી જાય માટે સદા કુંવારો રહે? પરણે જ તો.' બનું હશે તો કન્યા પણ તેઓ શોધી આપશે. આ દેખીતી અસમાન વર્તણૂકમાં કાંઈ પણ અયોગ્ય કોઈને લાગે જ નહિ. એ મનોદશા છે ત્યાંસુધી સમાનતાની આશા વ્યર્થ છે. વિશેષમાં, જ્યારે સ્ત્રીઓ સમાનતાની દલીલો રજૂ કરે ત્યારે પુરુષભાઈઓ કહેવા લાગે 'કે' એ બધું ખરું પણ હવે કેટલા વિગ્રહ ચલાવશો? રાજકીય લડાઈ ચાલે છે, વર્ગવિગ્રહ શરૂ થાય છે, અસ્પૃશ્યો હક માગે છે, ગુમાસ્તાઓ ભાડુવાતો

શિક્ષકો કામદારો બધા જ હક માગવા લાગી ગયા છે, તેમાં વળી સ્ત્રીપુરુષો વચ્ચે વૈમનસ્ય ફેલાવવાનું તમે કયાં શરૂ કરવા માગો છો?' પરંતુ સ્ત્રીઓ અથવા કચરાયેલાં સર્વ કોઈ જાગ્રત થયા પછી કોઈનાં રોક્યાં રોકાવાનાં નથી, એ નિઃસંશય છે.

સ્ત્રીઓ માટે ઘરના કાયદા જુદા, બહાર જવાના નિયમ જુદા, ભણતર માટેના આદર્શો જુદા, મૈત્રીનાં ધોરણ જુદાં, ચાલવું, બોલવું, ઊંચું જોવું, નીચું જોવું, એ સર્વ માટે અલગ 'કોડ,' કાયદેથી વારસાહક જુદા, લગ્નના કાયદા જુદા, નીતિનાં ધોરણ તો અત્યંત જુદાં—એક જ દોષ સ્ત્રી કરે તો પતિત ગણાય, પુરુષ કરે તો તદ્દન ક્ષમ્ય ગણાય. પગારના અથવા મજૂરીના દર જુદા, અરે, દરેક ચીજ માટે સ્ત્રીને નીચે પાટલે બેસવાનું. આ જગતનો વ્યવહાર છે અને ડાહ્યા માણસો એમ કહે છે કે એ બધું ઘણું જ સારું છે. પડદો પણ જ્યાં પળાય છે ત્યાં બહુ જ સારી પ્રથા છે એમ કહેવાય છે સ્ત્રીઓ સ્વતંત્ર થશે તો જગત ઊંધું વળી જશે અને પુરુષોએ જમાનાથી જે પોતાનું ઉચ્ચ સ્થાન સ્થાપ્યું છે તે જતું રહેશે. સ્ત્રીઓ કોમળ છે, સૌન્દર્યવાન છે, દેવી જેવી પૂજવાયોગ્ય છે; તેમને કાંઈ ખડતલ જીવનમાં જોડાવાની જરૂર નથી, ઘરના દેવોને પ્રસન્ન કરવામાં, તેમનાં સુખસાધન બનવામાં જીવનનું ધ્યેય સમાપ્ત કરવામાં જ સ્ત્રીઓની કૃતકૃત્યતા છે, એમ ભાષણો પણ કરી સ્ત્રીઓ પોતાના હક માટે માથું ઊંચું ન કરે એમ સમજાવવા, પટાવવા, ફોસલાવવાના પણ પ્રયત્નો થાય છે. સ્ત્રીસંમાનના ઓઠા નીચે તેમને આગળ નહિ વધવાનું સ્વરૂપ બનાવનારાઓ પણ નથી એમ નથી. સ્ત્રીઓ મનુષ્ય છે, દેહને ઇચ્છાઓ છે, સ્વમાન છે,

# આંખમીંચામણાં

નાનાં બાળકો પોતે આંખ મીચી દે અથવા માથું ઢાંકી દે અને એમ માને કે અમે સંતાયાં છીએ, અમને કોઈ દેખે તેમ નથી. કેમકે અમે કોઈને જોઈ શકતાં નથી, એ એક પ્રકારનું મનમનામણું છે. પરંતુ એમાં તો બાળકો ચોક્કસ માને છે કે પોતાનું વર્તન કોઈ પણ સંશય પડતું નથી. અજ્ઞાન એ તેમનો બચાવ છે. પરંતુ કોઈ જુદી જ રીતે આપણે મોટાં પણ આંખ મીંચીને ઘણી વાર માની લઈએ છીએ કે આપણે ન જોવા માગીએ તે ચીજ આપણી સામે છે જ નહિ. અણગમતી વાત તે તરફ દુર્લક્ષ કરી તે છે જ નહિ એમ ધારી લઈએ છીએ.

જેને નગ્ન સત્યો કહેવામાં આવે છે તે એટલાં નિષ્ઠુર, ત્રાસ ઉપજાવનાર, રૂંવાંટાં ઊભાં કરે તેવાં, આપણી માનહાનિ કરે તેવાં અને આપણા જીવનના પાયા હલાવી નાંખે તેવાં ઘણી વાર હોય છે, તેથી એમને ઢાંકી રાખવા, એમના ઉપરનાં પડ ન ખોલવા માણસ પ્રયત્ન કરે છે. ઘણી વાર તો તેમ કરવામાં પોતાનું ડહાપણ, વ્યવહારકુશળતા અને હોશિયારી દેખાડે છે.

સુખશય્યામાં સૂનાર, સમાજમાં સારું સ્થાન ધરાવનાર, દુનિયાના કોઈ પણ ઝપાટા જેમને લાગ્યા નથી, તેમની મનોવૃત્તિ સામાન્ય રીતે આ પ્રકારની હોય છે. ખોટો ગર્વ, ખોટી શરમ, મનને આઘાત લાગવાનો ભય એ બધાં આવી વૃત્તિને પોષનાર હોય છે. પરંતુ માણસ ભૂલી જાય છે કે આપણી સ્વવૃત્તિ ગમે તેવી હોય તેથી જગતની નક્કર

દશા બદલાતી નથી. ચીતરી ચડે તેવો દેખાવ હોય તો આપણે આંખ મીંચીએ, પણ તેથી એ દેખાવ તો જેવો છે તેવો જ રહેવાનો. સમાજની ઘણી દશાઓ એવી છે કે આપણે આંખ મીંચ્યાથી તેનો નાશ થતો નથી.

જો સમાજની હીન પતિત દશા સુધારવી હોય તો આવાં સત્યોથી ભાગી ન જતાં હિંમતભેર તેનો સામનો કરવો જોઈએ. સભ્ય સમાજમાં આપણને કોઈ શું કહેશે એ વિચાર ઘણાને પાછાં પાડે છે, પરંતુ પ્રજાની અધોગતિ નિવારવા માટે એવું એવું તો ઘણુંયે સહન કરવું પડે એ સ્વાભાવિક છે

જગતના તમામ દેશોમાં નાનાંમોટાં લાંછન હોય છે—કોઈમાં થોડાં તો કોઈમાં વધારે. પરિપૂર્ણ કોઈ દેશ કે પ્રજા નથી. તો પછી દેશની દશા માટે વિચાર કરનારાએ પોતાની ઘણી ફાંકણી મનોવૃત્તિને દૂર મૂકવી જોઈએ. સમાજને આર્થિક, નૈતિક, ઔદ્યોગિક, આરોગ્ય-વિષયક, શિક્ષણવિષયક વગેરે બાબતોમાં ઊંચી કક્ષાએ લાવવા માટે સમાજના સડાઓનો વિચાર કર્યા સિવાય ચાલે તેમ નથી. દાખલા તરીકે, વેશ્યાઓનું અસ્તિત્વ, લગ્ન બહારનાં ગેરકાયદેસર ગણાતાં બાળકો, સંતતિનિયમન, ઝૂંપડીનાં જીવન, ચેપી રોગો, એ બધાનું અવલોકન ન કરીએ અને તે બાબત વિચાર જ ન કરીએ તો કેમ ચાલે? અંગ્રેજીમાં જેને Goody Goody કહે છે એવી ઉપલકિયા વાતો કરવાથી કાંઈ વળવાનું નથી એ વાત સર્વે પૂરેપૂરી સમજી લે.

જમાનાઓથી જડ થઈ ગયેલાં પડોને ખોલ્યા વગર આગળ વધવું અશક્ય છે તથા વધવાની યોજનાઓ નિષ્ફળ જવાની છે એ નિઃસંશય છે. બીજા દરેક પ્રકારનાં આંખમીંચામણાં જગતમાં ચાલે છે, જેને ખરી રીતે આંખમીંચામણાં કહેવાય અને ઉપર દર્શાવ્યા તેને ઢાંકપીછોડા કહીએ તો વધારે યોગ્ય કહેવાશે. અણગમતો દેખાવ ચાદર ઢાંકીને આપણે

આપણી નજર આગળથી દૂર કરીએ છીએ તે જ મુજબ અનુગમતી વસ્તુસ્થિતિ–બનાવો તરફ દુર્લક્ષ કરી તેનાથી પરાઙ્મુખ થઈએ તેને માટે હાંકપિછોડો શબ્દ વધારે બંધબેસતો છે. આ બે શબ્દોના ભેદ અને સામ્યનો વિચાર આટલું લખ્યા પછી થવાથી લખાણ જેમનું તેમ રહેવા દીધું છે. બીજા પ્રકારનાં આંખમીંચામણાં તે આપણા સ્વાર્થ ખાતર, મતલબ ખાતર કે ઘણી વાર ખરુંનરું કહી દઈ અપ્રિયતા વહોરવાના ડરને લીધે વ્યવહારમાં આપણે અઘટિત વર્તનો ચલાવી લઈએ છીએ તે છે. કોઈ માણસનું ચારિત્ર્ય શિથિલ હોય, પરંતુ બીજી રીતે આપણને તે કામનો હોય તો તેના એ અપલક્ષણ તરફ આંખમીંચામણાં કરીએ છીએ. એ માણસ જો ખપનો ન હોય તો જરૂર આપણે તેની નિંદા કરીએ, તેની સાથે સંબંધ ન રાખીએ; પણ સ્વાર્થ ખાતર તેમ કરતા નથી. શ્રીમંતોના દુર્ગુણોની ઘણી વાર ઉપેક્ષા થાય છે, કેમકે તેમનું ધન ઘણી રીતે ઉપયોગી થાય છે. આપણા પોતાના અંગત ઉપયોગ માટે નહિ તો પરોપકારી સંસ્થાઓ માટે, દેશહિતનાં કાર્યો માટે અને દુઃખનિવારણ માટે તેમનું ધન જો ઉપયોગમાં આવી શકતું હોય તો તેમના ગમે તે દુર્ગુણો આપણે ચલાવી લઈએ છીએ. મોટા સિદ્ધાંતવાદીઓ અને ચારિત્ર્ય માટે તલવારની ધાર જેવા તીક્ષ્ણ મન ધરાવનારા પણ મોટાં કામો ખાતર આવાં આંખમીંચામણાં કરે છે એ જાણીતું છે. કેટલીક વાર આવો કોઈ લાભ મેળવવાનો ન હોય તોપણ ખરું કહેવાની હિંમતનો અભાવ આપણને આવા દુર્ગુણી માણસ પ્રત્યે તિરસ્કાર દેખાડતાં અટકાવે છે. Spadeને Spade કહેવી એ અંગ્રેજીમાં કહેવાય છે તેવાં સ્પષ્ટવક્તા થવું પણ મુશ્કેલ બને છે અને 'ભોગ જે કરે તેના, કરશે તે ભોગવશે' કહી મન વાળી બેસી રહીએ છીએ. વિચાર પ્રમાણે આચરણ કરવામાં Moral Courage–નૈતિક મનોબળની જરૂર પડે છે. તે જ મુજબ બીજાનાં આચરણને વખોડવા માટે પણ મનોબળની જરૂર પડે છે. આવા દાખલામાં પણ જગતમાં પૈસાવાળા ટીકાપાત્ર ઓછાં બને છે. તેમની શ્રીમંતાઈનો ભુરખો તેમને ઘણી વાર બખ્તરરૂપ

અને છે. આ મનુષ્યસ્વભાવની નિર્બળતા છે. સંસાર છોડી વિરક્ત થયેલા માણસોથી પણ સ્પષ્ટવક્તા થવાતું નથી, તો સંસારના પાશમાં પડેલાને માટે એ ઘણું વધારે મુશ્કેલ કામ છે.

સત્ય ગમે તેવું અપ્રિય હોય તોપણ તે જાણવું, સમજવું અને વર્તનમાં મૂકવું એ સાધુ પુરુષનું લક્ષણ છે. તેના પરિણામથી ડરવું એ માનસિક અને નૈતિક નિર્બળતા છે.

[ 'જ્યોતિર્ધર,' વર્ષ ૪, ૨૮-૬ ૧૯૪૦ ]



# મનમનામણાં

## : ૧ :

અંગ્રેજી ભાષામાં જેને " fictions " કહે છે, એટલે કે જે વસ્તુ નથી તેને તે છે એમ માનવી અથવા જે વસ્તુ છે તેને તે નથી એમ માનવી એવા ભાવાર્થની માન્યતાઓ. દાખલા તરીકે legal fictions એને કહેવાય કે કાયદાની દૃષ્ટિએ અસ્તિત્વ અગર અસ્તિત્વાભાવ ગણાય. જેમકે કોઈ વિધવા ફરી લગ્ન કરે તે કાયદાની દૃષ્ટિએ મરણ પામી એમ માની તેના વારસા વગેરેની વ્યવસ્થા કરવાની. વસ્તુત: એ વિધવા જીવે છે, પરંતુ કાયદો તેને મરી ગયેલી માને-મનાવે છે.

આ જ મુજબ આપણા વ્યવહારમાં એવાં ઘણાં fictions ચાલે છે. તેમાં એકંદરે આપણું અને બીજાનું મન મનાવવાપણું હોય છે અને ઘણી વાર બંનેને છેતરવાપણું પણ હોય છે. એવી માન્યતાઓ અને વ્યવહારો પોતે સ્વીકારેલા સિદ્ધાંતો, માન્ય કરેલા રિવાજો અથવા રૂઢિઓમાંથી સગવડ ભરેલી છટકબારીઓ જ હોય

ધારો કે આપણે કોઈ અસ્પૃશ્ય ગણાતા માણસને અડક્યા. રૂઢિ મુજબ આપણે તેમ થતાં નાહવું જોઈએ, પણ ઘણી વાર તેમ ન કરતાં આપણે એમ માનીએ છીએ કે કોઈ મુસલમાનને જઈ અડકીએ તો નાહવાની જરૂર નહિ મુસલમાનને અડકવાથી પવિત્ર થવાય એમ તો માનવાનું નહિ, પરંતુ મુસ્લિમો અસ્પૃશ્યતાને નહિ માનતા હોવાથી અસ્પૃશ્યોને અડેલા હોય અને તેમની સાથે આપણે સ્પર્શાસ્પર્શનો સામાન્ય રીતે ભેદ ગણતાં નથી આ એક જાતનું મનમનામણું છે_

મુસલમાનને અડકવાનું ન બને તો પાણીને સોનાને અડાડી તેની છાંટ નાંખવાથી નાહ્યું ગણાય છે.

ગ્રહણને દિવસે ઘરમાંથી ખાવાપીવાની વસ્તુઓ કાઢી નાંખવાનો રિવાજ છે, પરંતુ બાર મહિનાનાં અથાણાં અગર જથાબંધ ભરેલાં ઘી તેલ અનાજ ફેંકી દેવાં પરવડે નહિ માટે તેમાં દર્ભ–ઘાસનાં તણખલાં મૂકવાથી ગ્રહણનો આભડછેટ તેમાં પ્રવેશ કરી નથી શકતો એમ આપણા–હૃદયને–consienceને મનાવીએ છીએ.

કોઈ પ્રસંગે અભ્યંગ સ્નાન કરી અમુક કાર્ય કરવાનું હોય અને તે શકય ન હોય ત્યારે વાળનો એક લટ પાણીમાં પલાળવાથી જરૂરી સ્નાન કર્યું એમ માની લેવામાં આવે છે

ઘરમાં વિવાહ થવાનો હોય ત્યારે જો પિતરાઈમાં જન્મ કે મરણ થવાથી સૂતક પડે તો લગ્નસમારંભ અટકી પડે તેવે વખતે છટકબારી એવી બનાવવામાં આવી છે કે ગણેશનું સ્થાપન થાય તો ત્યારબાદ સૂતક ઘરમાં પ્રવેશ કરી શકે નહિ અને જન્મ કે મરણના બનાવોનો સંભવ હોય તો ત્રિસો પૂર્વે ગણેશ માંડી સૂતક પડયું નથી એમ માની લેવામાં આવે છે

દેવમૂર્તિનું પૂજન કરવાનું હોય અને પાસે મૂર્તિ ન હોય તો સોપારી મૂકી તેને દેવ ગણી લઈ શકાય છે

કોઈને ત્યાં મરણ થયું હોય અને ત્યાં જવાનું હોય ત્યાંથી પાછા ઘેર આવવામાં કદાચ મરણને સાથે લઈ આવવાનું બની જાય માટે બનતાં સુધી કોઈ દેવમાં .. પ્રવેશ કરી દેવામાં આવે કે જ્યાં મરણ જઈ શકતું નથી અને આપણે મન મનાવવાનું કે દેવમંદિરથી ઘેર આવીએ છીએ.

ભાદરવા માસની સુદ પક્ષની ચોથને દિવસે ચંદ્રમા જોવામાં આવે તો જોનારને માથે કોઈ ને કોઈ આળ આવે એવી ચાલતી આવતી

માન્યતા છે ભૂલેચૂકે ચદ્ર જોવાય તો કોઈને છાપરે પથરા ફેકવા ( આ ગણુપતિ ચોથને કોઈ ' દગડ ચોથ પણ કહે છે ) કે જેને ત્યાં આપણે પથ્થર ફેકીએ તે આપણને સહેજે ગાળ દે અને એ ગાળરૂપે આળ આવી ગયુ એટલે મોટા આળની ભીતિ ટાળી દેવાય છે એમ સમજાવી દેવામાં આવે છે સક્રાતને દિવસે બ્રાહ્મણને દાન કરવાથી આ જન્મમાં અને હવેના જન્મમાં ફળ મળે છે આ સ બધમાં કેટલેક ઠેકણે રિવાજ છે કે માટીની નાની અચ્છેર શેર અનાજ ભરાય તેવડી કોઠીઓ બનાવી તેમાં ધાન્ય ભરી બ્રાહ્મણને આપવુ આને પરિણામે ખાંડી માય તેવી કોઠીઓ ધાન્યની મળે એટને એમ નથી સમજવાનુ કે આપેલુ દાન વૃદ્ધિગત થઈને મળે, પરતુ નાની કોઠીને મોટી કોઠી છે એમ માનવાનુ છે.

બહારગામ જવુ હોય તેને માટે શુભ સમય નક્કી કર્યા પછી તે સમયે નીકળવાની સગવડ ના હોય તો ઘરમાંથી કાંઈ પોટલુ બીજે મૂકી આવી સગવડે ગામ જવા નીકળીએ તો પેલે શુભ સમયે પ્રસ્થાન કર્યું ગણાય, કેમકે પોટલું—પરસ્તાનું મૂકેલુ હતું

કેટનેક સ્થળે અને કેટલીક જ્ઞાતિઓમાં સાસરાના વડીલ પુરુષો સાથે વહુવારુઓ વાત ન કરે એવો ચાલ હોય છે પરતુ એક ઘરમાં ઘણી વાર એવુ બને કે બીજુ કોઈ હાજર ન હોય તો જોઈતુ કરવુ અ ગત્યનુ અગર બીજી સૂચનાઓ કરવાની જ હોય જો ગમે તો એકબે મહિનાનુ બાળક ઘરમાં હોય તો તેને ઉદ્દેશીને જે કહેવાનું હોય તે કહી શકાય બે મહિનાના બાળકને દાદો કહે કે જો કીકા તારી માને કહેજે કે દાદા આજે સાંજે જમવાના નથી ને મોડા આવશે આમ વાત કરવા છતાં તે કહી શકે કે પોતાની પુત્રવધૂ સાથે તે કદી બોલતો નથી

વિવાહ માટે જોશીઓ અમુક શુભ મુહૂર્ત શુભ પળ નક્કી કરી આપે છે તે જ ક્ષણે વરકન્યાનો હસ્તમેળાપ થવો જોઈએ તો જ મુહૂર્ત સચવાય એવી માન્યતા છે કેટલીક જ્ઞાતિઓમાં તે કારણસર

એવી વ્યવસ્થા કરવામાં આવે છે કે વેળાસર બંનેના હાથ મેળવી વચ્ચે દર્ભનું એક તણખલું-સેર રાખવામાં આવે છે, જેથી એમ સમજવાનું કે હજી હાથ મળ્યા નથી. કન્યાનો પિતા વખત થતાં એ સેર પકડી રાખે અને જોશીની સૂચના થાય એટલે તરત તે દર્ભ ખેંચી લેવાય જેથી તેજ ક્ષણે હાથ મળ્યા એમ માનવામાં આવે.

હિંદુઓમાં માસિક માંદગી સમયે સ્ત્રીઓને અસ્પૃશ્ય ગણવામાં આવે છે અને ચાર દિવસ પછી તે અડકવા યોગ્ય ગણાય છે આવા વિકટ પ્રસંગમાં જો જરૂરી ધાર્મિક ક્રિયા જેવી કે લગ્ન શ્રાદ્ધ વગેરે કરવાનાં આવે તો તેના સ્ત્રી એક દિવસ ઉપવાસ કરી વહેલી શુદ્ધ થઈ શકે એવો રિવાજ છે. વૈદ્યકનો આ એક પ્રયોગ છે અને કોઈ કેસમાં સફળ થતો હશે, પરંતુ સામાન્ય રીતે જેમ સર્વ સ્ત્રીઓ જાણે છે તેમ આ માત્ર ફોસલામણી છે–અશુદ્ધિ છતાં શુદ્ધિ માનવાની એક છટકબારી માત્ર છે.

ધાર્મિક ક્રિયાઓમાં અનેક ચીજોની જરૂર પડે છે, સોનારૂપાની મૂર્તિઓ, ધૂપદીપ, ચંદન, કેસર વગેરે. તેમાંની કોઈ હાજર ન હોય તો પુરોહિત તેને બદલે નાણું લઈ–નિષ્ક્રયથી કે તે વગર પણ સંકલ્પ કરી તે ચીજો હાજર થઈ છે એમ મનાવે છે

· આવાં અનેક મનમનામણાં છે તેમાંનાં થોડાં અત્રે રજૂ કર્યાં છે.

: ૨ :

આપણા દેશમાં સંતતિ થાય ને જીવે નહિ ત્યારે ઉપાયો લેવાય છે. એવા ઉપાયમાં પ્રસ્તુત Fiction, આવે છે. બાળકો જીવે નહિ તો એમ માનવાનું કે ભાગ્યદેવીએ આપણે માટે એ સુખ લખ્યું નથી, માટે આપણું બાળક આપણું નથી એમ માનવાનો ઈલાજ કરવો. બાળકને પારકું કરવું એટલે કે બીજાના નસીબમાં બાળક હોય તેના નસીબે તે જીવે. તે માટે ઘણી વખત તે બાળકને વેચી દેવામાં.

(ખોટખોડું) આવે છે. એક સૂપડું ભરી ધાન્ય લેવું અને બાળક જાણે કે તે ધાન્ય આપનારને વેચ્યું ગણવું, પછી બાળક ઊછરી મોટું થાય ત્યારે સૂપડું ધાન્ય આપી તેને પાછું ખરીદી લેવું. આ બધો વખત બાળક રહે તેના માતા-પિતા પાસે, પરંતુ એમ માનવાનું કે તેને વેચાતું આપ્યું છે અને તે લેનારના નસીબથી ઊછરી મોટું થાય છે. વિધાતા છેતરાય કે જગત છેતરાય, કે આપનાર લેનાર કોણ કોને છેતરે છે તે અગમ્ય છે.

રજપૂતોમાં કુળાભિમાન ઘણું હોય છે. અમુક કુળ સૂર્યમાંથી ઊતરેલાં અને અમુક ચન્દ્રમાંથી ઊતરેલાં મનાય છે, અને ઊંચાનીચા કુળ માટે અતિશય લાગણી હોય છે. દીકરીને ઊતરતા કુળમાં પરણાવાય જ નહિ, બરોબરિયા કે ચડિયાતા કુળમાં દેવાય. ચડિયાતા કુળવાળા ઊતરતાની કન્યા લે તો ખરા, પરંતુ સામાને હલકા ગણી સામાન્ય રિવાજ મુજબ લગ્ન કરવા તેને ઘેર જાય નહિ, અને કન્યાને વરને ત્યાં લઈ જવામાં કન્યાના કુળવાળાને નાનમ લાગે માટે તોડ એવો કાઢ્યો કે વરને બદલે વરની તલવાર-ખાંડું-પરણવા જાય, કન્યા એ ખાંડા સાથે લગ્ન કરે એટલે પેલા વર સાથે જ લગ્ન કર્યું મનાય, મંગળફેરા પણ તે ખાંડા સાથે ફરવાના (એક ફેરો બાકી રાખી વરને ત્યાં ફેરવે જેથી લગ્ન પાકું થાય). તલવાર તે રજપૂતાઈનું પ્રતીક છે એ સાચું, પણ તેની સાથે લગ્ન કરવામાં એવો અર્થ નથી કે બાઈ તેના વીરત્વને વરે છે, માત્ર માનવા ખાતર છે કે તે વર સાથે લગ્ન કર્યું છે. આવો ચાલ થયો એટલે તો વાસણ માંજતા કે મિલમાં રોપવા ઊચકતા પોતાને ઊંચા ગણનાર ઠાકરડાઓમાં પણ સહેજ કુળમાં ચડઊતર હોય તો ખાંડે લગ્ન-થાય. ખાંડું તો બિચારાએ બાપજન્મે હાથમાં ઝાલ્યું ન હોય. તલવાર સાથે લગ્ન તે માણસ સાથે લગ્ન કર્યા બરાબર સમજવાનું એ આ રિવાજનું Fiction છે.

હિંદુ ધર્મશાસ્ત્રમાં પુત્ર એ પૂર્વજોને તારનાર ગણાય છે એટલે પુત્ર ન હોય તો બીજા છોકરાને દત્તકવિધાન કરી પોતાનો પુત્ર છે

એમ થઇ શકે છે આમ કાયદા અને ધર્મ તેમજ સમાજથી આ રૂઢિ સ્વીકારાયેની છે, એટલે આને આપણે Socio-Legal Fiction કહી શકીએ કાયદો એને માન્ય કરે છે એટલે પૂર્વજોને તારવાની બાબત તો શાસ્ત્રોમાં જ રહે છે અને મિનકત કે ગાદી બીજાને ન જતી રહે માટે આ દત્તક લેવાનુ મોટે ભાગે હોય છે ગરીબો વડીલોનુ સ્વર્ગ સાચવવા ભાગ્યેજ દત્તક પુત્ર લે છે પુત્ર ન હોય તેને પુત્ર માનવો– સર્વ સબંધોમાં—એ આ પ્રથાનુ લક્ષણ છે

હિદુઓમાં, ખાસ કરીને બ્રાહ્મણોને સોળ સસ્કારનો અધિકાર છે એ સસ્કારોનુ રહસ્ય અને મહત્ત્વ ભુસાઈ ગયાં છે જન્મવખતે જાત કર્મ, નામ પાડવામાં નામકર્મ, વાળ ઉતારવા માટે ચૌલકર્મ, જનોઈ વખતે ઉપનયન સસ્કાર વગેરે આજકાલ આ બધા સસ્કારો સામટા ઉપનયન વખતે કરી દેવાય છે જન્મ વખતે જે કાંઈ કરવાનુ, ચૌલ સસ્કાર, એ બધા એક જ દિવસે કરી દઈ બ્રાહ્મણ માત–પિતા પોતાના બાળકને યથાયોગ્ય સંસ્કાર કરાવ્યા એમ માને છે, અને બીજા પણ તે સ્વીકારે છે વારવાર સસ્કારકરણમાં માથાકૂટ હોઈ સમય અને ધનનો વ્યય થાય છે એટલે આ પ્રથા પડી હશે, પરન્તુ સસ્કાર નથી કરવા એમ ન કહેવાય માટે આ Fiction ચાલે છે.

એવુ સાંભળેલુ છે કે મારવાડમાં એક રિવાજ ચાલે છે તે આ પ્રમાણે છે ત્યાં પાણીની પુષ્કળ અછત જાણીતી છે ઘણે ઊડે ખોદતાં જૂજ પાણી નીકળે છે હિદુઓમાં સગામા કોઈ મરી જાય તો સગાં વહાલાંએ તેનુ સ્નાન કરવુ જોઈએ પણ પાણી પીવાના સાંસા ત્યાં નાહવાની કેવી વાત! એટલે એવે પ્રસંગે સ્નાન કરવને બદલે એક કાંકરો કૂવામાં દરેક જણ નાંખે અને કહે કે કાંકરાની ડૂબકી તે મારી સમજવાની છે અને આ રીતે સ્નાન કરવામાં આવ્યુ એમ માની લેવાય છે

કેટલીક જ્ઞાતિઓમાં છોકરીઓને ગૌરીનુ વ્રત (ગોરો) કરવાનુ હોય છે તેમાં એક અન્ન જમવાનુ અને એક જ વખત જમવાની

રજા મળે. છોકરીઓને બીજી વાર જમ્યા વગર તો ચાલે નહિ એટલે એક વાર જમીને બેસી જ રહે. રમે પણ બેસીને, જરા પણ ઊઠે નહિ; એટલે સુધી કે "ગોરો બેઠી છે" એમ કહેવાય છે. એ બેસી રહે એટલે જાણે પહેલી વાર જમ્યા પછી જમીને ઊઠી જ નથી અને એ રીતે બીજી વાર જમી લઈ પછી ઊઠે. જો વચ્ચે ઊઠે તો જમાય નહિ. બે વાર જમ્યા છતાં એક વાર જમવાનું માનવાનું અને વ્રત આચર્યાનો સંતોષ અનુભવવાનો.

કેટલીક જ્ઞાતિઓમાં દર વર્ષે લગનગાળો ગણવામાં આવતો નથી. દસ-બાર વર્ષે લગ્નનાં મુહૂર્ત આવે તે મુહૂર્તોમાં તમામ કુંવારી કન્યાઓને પરણાવી દેવી જોઈએ એવું તે જ્ઞાતિમાં મનાય છે, કારણ કે બીજી મોસમ લગનની આવે ત્યાંસુધી ઘણીનો કન્યાકાળ વીતી જાય, ઘણાં મા-બાપોની હયાતી કદાપિ ખતમ થાય. આ બધી મુશ્કેલીઓ પડે; માટે બધી કન્યાઓ એક દિવસની ઉંમરથી માંડીને જેવડી મોટી હોય તે સર્વનાં લગ્ન કરવાં ફરજિયાત થઈ પડે છે વર મળે ન મળે તોપણ લગ્નવિધિ કરવો તો જોઈએ તે માટે જેમને માટે વરની સગવડ ન થઈ હોય તે છોકરીઓનો ફૂલના દડા સાથે વિવાહવિધિ કરવામાં આવે. પછી જ્યારે યોગ્ય વર મળે ત્યારે તે દડાને કૂવામાં નાંખી દેવાનો અને છોકરીને ખરા વર સાથે પરણાવવાની. બીજી વારના લગ્ન માટે પેલી બાર વર્ષની મુદતનો બાધ નથી આવતો; "દડોવર" મરી ગયો માની નવું લગ્ન તે બીજું લગ્ન છે એમ Fiction તરીકે માનવાનું હોય છે.

[ 'જ્યોતિર્ધર,' વર્ષ ૫, ૨૭-૧૨-૧૯૪૧, ૨૧-૨-૧૯૪૨ ]



# હિંદુ સમાજના કરુણ કિસ્સા

હિંદુ સમાજ પોતાને હાથે નાંખેલી બેડીઓનાં બંધનોમાં જે રીતે જકડાઈ ગયો છે અને તેનાં જે દુઃખદ પરિણામો આવે છે તે ખરેખરૂં કોઈનાં પણ દિલ પીગળે તેવાં હોય છે. એવાં અનેક સ્ત્રીપુરુષો દુઃખમાં રગડાઈ રગડાઈ પૂરાં થાય છે.

: ૧ :

એક ભાઈ અને બહેન મારી પાસે આવ્યાં. એ બહેનની સગાઈ તેના બાપે કરી અને બાપ મરી ગયો. પૈસાની કે બીજી લાલચે નાની ઉંમરનો વર શોધ્યો વરની ઉમર વરસ દસની અને છોકરીની વરસ ચૌદની. વરપક્ષવાળાં આ લગ્ન કરી નાખવા આગ્રહ કરવા લાગ્યાં. પેલાં ભાઈબહેનને આ કજોડાનું લગ્ન કરવા જરા પણ ઇચ્છા નથી. છોકરી સાફ ના પાડે છે, તેનો ભાઈ પણ ના કહે છે, પણ નાતનો રિવાજ તે સગાઈ કોઈ હિસાબે તોડાય નહિ. વિશેષમાં, વરનો બાપ પ્રતિષ્ઠિત માણસ એટલે એની સામે કોઈ થઈ શકે નહિ. આ સ્થિતિમાં શું થાય તે પૂછવા આ ભાઈબહેન આવેલાં. આવા સાદા અને સહેલા પ્રશ્નના ઉકેલ માટે પણ મેળે પહેરેલી જંજીરોમાંથી છૂટવાનો રસ્તો નહિ એ કેટલું અક્કલમાં ન ઊતરે તેવું ! કોર્ટમાં છોકરી પાસે અરજી અપાવી દાદ માગવાની સૂચના કરી. તે પ્રમાણે અમલ થઈ કોર્ટ રહેમદિલીથી લગ્ન અટકાવે તો ઠીક, નહિતો દસ વરસના બાળક વર સાથે આ કન્યાને પરણવું પડશે. બાળવિવાહપ્રતિબંધક કાયદાનો આશ્રય લઈ અઢાર વર્ષનો છોકરો થાય ત્યાંસુધી લગ્ન ન કરવા પણ છોકરીને

બાપ તૈયાર નથી. એની ખાતરી છે કે ફરિયાદ થશે તોપણ એની વિરુદ્ધ એના ગામમાં સાક્ષી આપવાની કોઈની દેન નથી.

: ૨ :

એક બહેન રડતાં કકળતાં આવ્યાં તેમનો પતિ દુષ્ટ દુરાચારી દારૂડિયો છે. તેના તરફનું અસહ્ય દુઃખ છે, પણ 'ઊંચ' કોમનાં હોવાથી કાંઈ જ કરી શકતાં નથી. પતિ–પરમેશ્વરના આદર્શને વળગી દુઃખપૂર્ણ જિંદગી ગાળ્યા સિવાય રસ્તો નથી. અનિશય ત્રાસને પરિણામે તેઓ આત્મઘાત કરે તો જગપણ આશ્ચર્ય જેવું નથી. વડોદરા રાજ્યના લગ્નવિચ્છેદના કાયદાનો આશ્રય લેવા સૂચના કરી છે. આ બાઈને નાનપણથી ઓળખું છું. ભણેલી ગણેલી એક વારની હિંમતવાન છોકરી સામાજિક બંધનના ત્રાસથી દયામણી થઈ ગઈ છે

: ૩ :

એક યુવાન બહેન પોતાની બહેનપણી સાથે એક દિવસ સવારમાં મુંબઈથી સીધાં મારે ત્યાં આવ્યાં. તેમને પૂછતાં જણાયું કે તેમના પતિ સાત આઠ વર્ષથી આફ્રિકા ચાલી ગયા છે. તેઓ વચ્ચે ત્યાંથી આવી એક બીજી કન્યા સાથે લગ્ન કરી ગયા. આ બહેન સાથે તેમણે કદી સંબંધ રાખ્યો નથી. એ જ્ઞાતિમાં છૂટાછેડા મળી શકે છે, પરંતુ છૂટાછેડા મળે તેવી જ્ઞાતિઓમાં પણ સ્ત્રીનો તે માગવાનો હક નથી, માત્ર પુરુષ જ તે આપી શકે. આ બહેનના વર તેમને છૂટાં કરવા ખુશી નથી બીજાં પત્ની છે જ્યાં આ બહેનને નાત કે કાયદો તેમનું જીવન સુધારવા તક આપતાં નથી તેમના બાપ પોતાને કુળવાન માને છે એટલે કાયદેસર કોઈ પગલાં ભરણપોષણ વગેરેનાં લેવા તૈયાર નથી, તેમજ તેમની દીકરી કામ કરીને ગુજરાનનું સાધન મેળવે એ પણ તેમને ગમતું નથી. આ સંજોગોમાં બાપની હયાતી બાદ એ બહેનની શી સ્થિતિ થાય તે કલ્પી લેવા જેવું છે. વિશેષમાં, એ બહેનને લગ્ન

કરવાની તીવ્ર ઈચ્છા છે. સાથી શોધી કાઢ્યો છે, પરંતુ બંધનમુક્ત થયા સિવાય કાંઈ બની શકતું નથી. આ બહેન સુસંસ્કારી છે. પરંતુ સામાન્ય રીતે આ પ્રમાણે બનવાથી નીતિ ક્યાંસુધી સચવાય તે વિશે વિચારવાનું છૂટાછેડા ન હોવા જોઈએ એવા મતના હિમાયતીઓને સોંપીએ છીએ.

: ૪ :

એક દિવસ સવારમાં એક મુસલમાન વકીલ એક સત્તર અઢાર વર્ષની ઉમરની હિંદુ બહેનને લઈને આવ્યા ને તેને પોતાની હકીકત જણાવવા કહ્યું. એ બહેનની ફરિયાદ એવી હતી કે તેને પોતાને લગ્ન કરવું હતું, પણ બાપ પરણાવવા ના પાડતો હતો. તેનું કારણ પૂછતાં બહેને કહ્યું કે બાપ દારૂડિયો છે, કાંઈ ધંધોરોજગાર કરતો નથી, ને પોતાના ઓળખીતા માણસોને મળવા બોલાવી છોકરીને અનીતિને રસ્તે દોરે છે. એ કમાઈ પર પોતાનો ગુજરો–દારૂ સુધ્ધાંત ચલાવે છે. મા મરી ગઈ છે અને મોટી બહેન રાંડેલી છે તે બાપના ઘરનું કામકાજ કરે છે. બાપને તે મોટી બહેન વારી શકતી નથી, કેમકે તેનો આધાર બાપ પર છે આ સ્થિતિ પોતે વકીલને જણાવવાથી વકીલ તેમને લઈ આવ્યા હતા. એ સૌજન્યવાન ભાઈએ એ બહેન માટે એક સાધારણ સ્થિતિનો વર શોધી આપ્યો અને થોડા વખત પછી સાચી હકીકત જણાવી એ વર સાથે આ બહેનનાં લગ્ન અમારી સંસ્થાએ કરી આપ્યાં. એ બંને હાલ ગરીબ સ્થિતિમાં પણ સુખી જીવન ગાળે છે. બાપના રાક્ષસી કબજામાંથી છોડાવનાર મુસલમાન ભાઈની એ બહેન ઋણી છે.

: ૫ :

દોઢેક વર્ષ પર એક ભાઈ આવ્યા. તેમણે જણાવ્યું કે મારી દીકરીને મેં પરણાવી છે. નાની ઉમરની છે અને સાસુ હંમેશ ત્રાસ-

દાયક રીતે મારે છે. છોકરીને કોઈને મળવા નથી દેતાં અને વૈતરું કરવા ઉપરાંત માર ખાવો એ એનો નિત્યનો ક્રમ છે. એ બાઈને કોર્ટમાં ફરિયાદ કરવાની સલાહ આપી તેમણે તેમ કર્યું, પણ કોર્ટમાં એ છોકરીએ જણાવ્યું કે મને કોઈ મારતું નથી; બાપ તો મને વેચી ખાવા પાછી લઈ જવા માગે છે. સાસરિયાંએ આ પ્રમાણે શીખવી કોર્ટમાં જુબાની અપાવી. છોકરી પર એટલો ત્રાસ ને દબાણ કે બીજું કાંઈ કહે તો તેને માર પડવામાં બાકી ના રહે. તેનાં આડોશીપાડોશી ફરી હાલમાં આવીને કહે છે કે આ ગાયને કસાઈને ઘેરથી છોડાવો; મારનો ત્રાસ જેમ ને તેમ છે; છોકરીને પૂરી રાખે છે અને પડોશી એટલા આગળ પણ ફરકે તો છોકરી નિશાનીથી જતા રહેવા વીનવે છે. આ સત્ય ઘટના છે. છોકરીના સસરાને પડોશીએ સમજાવે છે તો તે કહે છે કે ઘરમાં મારું ઊપજતું નથી. છોકરીનો વર પરદેશ રહે છે ને એ માવડીમુખો પતિ કહે છે કે મારો કાંઈ ઉપાય નથી. ત્રાસમાંથી છૂટવા માટે બાઈએ ફરી અવતાર લેવો જોઈએ. આ સ્થિતિમાં એ બાઈને મર્યે જ છૂટકો કે સાસુ મર્યે.

: ૬ :

બે વર્ષ ઉપર એક બહેનનો કાગળ આવ્યો. તેમને તેમનાં માતપિતા અમુક ઠેકાણે પરણાવવા માગતાં હતાં. તે બહેનને પરણવું જ નહોતું. તેમનો વિચાર થોડો અભ્યાસ કરી સંસારમાં પડવાનો હતો. તેમનાં માબાપને સમજાવવા પ્રયત્ન કર્યો પણ નિષ્ફળ ગયો સારાં સમજુ કુટુંબનાં માબાપ પણ છોકરીની તરફેણમાં ઊતર્યાં નહિ, એટલું જ નહિ; પણ છોકરી પર વધારે સખતાઈ અને જાપનો રાખવા માંડ્યો. એ બધું છતાં એ બહેન ઘર છોડી ચાલી ગઈ અને વિદ્યાભ્યાસ કરવા એક સંસ્થામાં દાખલ થઈ. છોકરી ઘર છોડી ગઈ એટલે માબાપ ગભરાઈ તપાસ કરવા નીકળ્યાં, અને જે સંસ્થામાં એ બહેન હતાં તે શોધી

સંસ્થાના સંચાલકોના આગ્રહ છતાં, તે બહેનના ખૂબ વિરોધ છતાં માબાપ તેને તેડી ગયાં સંસ્થાવાળાને માબાપ આશ્વાસન આપી ગયાં કે હવે એ બહેન પર જુલમ નહિ ગુજારવામાં આવે. બહેનના કાગળ આવવા લાગ્યા કે નાસી જવાના ગુના બદલ, ગામમાં માબાપની આબરૂને ધોકો લગાડવા બદલ તેના પર અત્યંત ત્રાસ વરતાવવામાં આવે છે થોડો વખત રિબાઈ રિબાઈ આ બહેન સ્વર્ગવાસ પામ્યાં અને માબાપના ત્રાસમાંથી છૂટયાં.

[ 'જ્યોતિર્ધર,' વર્ષ ૧, ૧૦-૭-૧૯૩૭, ૪-૯-૧૯૩૭ ]

# સ્ત્રીઓએ શું વાંચવું તથા કેવી રીતે વાંચવું*

"What a world of wit is here packed together! I know not whether this sight doth more dismay me or comfort me; it dismays me to think, that there is so much that I cannot know; it comforts me to think that this variety yields so good helps to know what I should. × × × God has given to man a busy soul, the agitation whereof cannot but through time and experience work out many hidden truths; to suppress these would be injurious to mankind, whose minds like unto so many candles, should be kindled by each other. × × × I may here call up any of ancient worthies of learning, whether human or divine and confer with them of all my doubts."

(Thoughts in a Great Library, Bishop Hall)

[બિશપ હૉલ નામે એક અંગ્રેજ લેખકને એક મોટી લાઇબ્રેરી અથવા પુસ્તકાલય જોઈને ત્યાં ઉત્પન્ન થયેલા વિચાર મધ્યેથી કેટલાક-નો ઉપર ઉતારો કર્યો છે. તેનો અર્થ એવો છે કે 'અહીં આ

* મુંબાઈમાં સ્ત્રીમંડળોની સભા સમક્ષ તા. ૨૨ ઑક્ટોબર, ૧૯૦૬ ને દિવસ હીરાબાગમાં કરેલું ભાષણ

જગાએ ડહાપણનો મહાન સાગર જાણે એકત્ર થયો છે ! આ દેખાવથી મને ખેદ થાય છે કે સુખ તેની સમજણ પડતી નથી. જગતમાં એટલું બધું જ્ઞાન છે કે તે બધું હું પ્રાપ્ત કરી શકું તેમ નથી એ જોઈ ખેદની વૃત્તિ થાય છે, તેમજ વળી આ ભિન્ન ભિન્ન પ્રકારનાં પુસ્તકોથી મારે શું જાણવું અગત્યનું છે તે સંબંધી સહાયતા મળે છે, એ જોઈ સુખની લાગણી થાય છે. × × × ઈશ્વરે મનુષ્યનો આત્મા જડ નહિ પણ ચૈતન્યમય, ઉદ્યોગી બનાવ્યો છે. તે આત્માના ક્ષોભથી કાળે કરીને અનુભવ પ્રાપ્ત થતાં ઘણાં ગૂઢ સત્યો પ્રકાશ પામે છે. આ સત્યોને દાબી દેવાં તે મનુષ્યજાતિને હાનિકર્તા છે. મનુષ્યજાતિનાં મન એકબીજામાંથી પ્રગટતા દીવા સરખાં છે. × × × × આ સ્થળે હું પ્રાચીન સમયના વ્યાવહારિક કે પારમાર્થિક મહાન જ્ઞાની પુરુષોમાંથી ગમે તેને મારી સમક્ષ બોલાવી શકું તેમ છે અને મારી શંકાઓ સંબંધે તેમની સાથે વાત કરી શકું એમ છે.'

જગત ઉત્પન્ન થયું અથવા મનુષ્યજાતિની ઉત્પત્તિ થઈ ત્યારથી તે આજ સુધી મહાન મનુષ્યોએ પ્રાપ્ત કરેલાં જ્ઞાનનો ભંડાર એવો મોટો છે—તેમાંથી પુસ્તકરૂપે કાયમ સ્થિતિ પામેલો જ્ઞાનનો સાગર એવો અગાધ છે કે તે જોઈ ઉપર કહી તેવી વૃત્તિ સહજ થાય તેમ છે. એ જ્ઞાનસાગરનો લાભ શી રીતે લેવો એ બાબત કાંઈક સૂચનાઓ કરવાનો આ જ વિચાર છે

જ્ઞાન મેળવવાનું મુખ્ય સાધન પુસ્તકો છે. કોઈની પાસે કાંઈ શીખવાનું હોય તેમાં પોતાની મેળે જ્ઞાન પ્રાપ્ત કરવામાં પુસ્તકોનું વાચન એ જ માર્ગ છે. મનુષ્યના મનનો એ કુદરતી સ્વભાવ છે કે તેને નવું નવું જાણવાની જિજ્ઞાસા ઉત્પન્ન થાય છે જેટલું જાણતો હોય તેનાથી પ્રત્યેક ક્ષણે કાંઈ વિશેષ જાણવાની જિજ્ઞાસાવાળા સ્વભાવથી જ મનુષ્ય મહાન કાર્યો કરી શકવા સમર્થ થાય છે. એ જિજ્ઞાસા એવી તીવ્ર છે એવી સબળ છે કે તે ક્ષણે ક્ષણે બહાર પડતી જોવામાં આવે છે. કાંઈ

અવાજ થયો કે આપણે તત્ન તે તરફ નજર કરીએ છીએ કે શું છે રસ્તામાં કાંઈ સહેજ પણ જોવાલાયક હશે તો હજારો લોક ભેગા થઈ જશે. કાંઈ લડાઈ થતી હોય, અથવા કોઈ ઉપદેશનાં વચનો કહેતું હોય, અથવા તમાશો થતો હોય, ગમે તે હોય તો તે સર્વમાંથી કાંઈ પણ જાણી લેવા મનુષ્ય કેટલો બધો ઉત્સુક હોય છે ! એ ઉત્સુકતા, એ જિજ્ઞાસા તૃપ્ત કરવાનાં સારાં સાધન ન હોય તો જે મળે તે સાધન વડે મનુષ્ય તે તૃપ્ત કરે છે બુદ્ધિશાળી મનુષ્યોએ અખંડ શ્રમ અને વિચારપૂર્વક યોજેલાં પુસ્તકો તે એ જિજ્ઞાસા તૃપ્ત કરવાનું શ્રેષ્ઠ સાધન છે. જેઓ તેનો લાભ લઈ શકતા નથી, અજ્ઞાન છે, અથવા વાંચી લખી જાણવા છતાં જેમને પુસ્તકો વાંચવાની ટેવ નથી, તેઓ એકબીજા સાથે માત્ર વાતચીત કરી ગપાટા મારી, ખરી વાતો કરી ગમે તે પ્રકારે એ જિજ્ઞાસા તૃપ્ત કરે છે. પરંતુ એનાથી મળેલું કિંચિત્ જ્ઞાન અપૂર્ણ અયથાર્થ અને અલ્પ હોય છે તેમાં જ માત્ર કાઢેલો કાળ વ્યર્થ છે.

ત્યારે પ્રથમ જરૂરનું એ છે કે સારાં પુસ્તકો—મહાન બુદ્ધિમાન મનુષ્યોનાં લખાણ વાંચીને તે સમજી શકાય તેટલું આથમિક જ્ઞાન મેળવવું જોઈએ. કકો અને બારાખડી આવડે તે બસ નથી; અક્ષર ઉકેલી જાણીએ તે ઉપરાંત કાંઈક વિશેષ જાણવાની જરૂર છે. પ્રથમ ભાષાજ્ઞાન પરિપક્વ હોવું જોઈએ. તે પછી કાંઈક ઇતિહાસ, ભૂગોળ, પદાર્થવિજ્ઞાનનાં મૂળ તત્ત્વોનું જ્ઞાન મેળવ્યા વગર કોઈ પણ વિષય પરનાં શિષ્ટ પુસ્તકો પૂર્ણ રીતે સમજી શકાય તેમ નથી. અમુક પરીક્ષા પાસ કરવી જરૂરની નથી, તથાપિ જગતના મહાન લેખકોના જ્ઞાનનો અંશ પ્રાપ્ત કરવા તેમના જેટલી સ્થિતિએ પહોંચવું તો શક્ય નથી, પણ તેમનો આશય સારી રીતે સમજીએ એ કોટિમાં આવવું તો જરૂરનું છે જ. સમજ્યા વગર કોઈ પણ પુસ્તક વાંચવું તે નિરર્થક છે. મારા જોવામાં એવા ઘણાં આવેલા છે કે જેઓ એક પુસ્તક એક છેડેથી બીજે છેડે સુધી વાંચી જાય પરંતુ અડધું પણ સમજ્યાં ન હોય. સમજ્યા વગર

કઈ વૃત્તિથી તેઓ વાંચી શકતાં હશે તે અગમ્ય છે તથાપિ તેમ કરનાર હોય છે ખરાં પણ એવા વાંચવાનું કાંઈ જ પ્રયોજન નથી એ સર્વ કોઈ કબૂલ કરશે.

મનુષ્યજાતિને દુર્ભાગ્યે, ગમે તે કારણથી ભાષાઓની ભિન્નતા અસ્તિત્વમાં આવી છે. જગતમાં એટલી બધી ભાષાઓ છે કે તે સર્વ તો કોઈથી જાણી શકાય એવો સંભવ નથી. સારા સાહિત્યવાળી, શિષ્ટ લેખકોનાં પુસ્તકોવાળી પણ એટલી છે કે તેનો અભ્યાસ પણ એક મનુષ્ય કરી શકે તેમ નથી. તો પછી કરવાનું એટલું જ રહે છે કે સ્વભાષા ઉપરાંત વિશેષ સાહિત્ય સામગ્રીવાળી અને તેટલી ભાષાનો અભ્યાસ કરવો. ઘણી ભાષાઓ માત્ર જાણીએ છીએ એટલો ઉપલક સંતોષ પામવા માટે નહિ પરંતુ ઉત્તમ પુસ્તકો તે તે ભાષાનાં વાંચી શકાય તે માટે સર્વ ભાષાઓ માત્ર સાધન તરીકે જાણવાની છે જો એક જ ભાષાનાં પુસ્તક વાંચી શકવા જેટલી બુદ્ધિશક્તિ અથવા અવકાશ કે વૃત્તિ ન હોય તો વધારે ભાષાઓ શીખવાનો પ્રયત્ન કરવો નિષ્પ્રયોજન છે.

આપણી ભાષા ગુજરાતી છે, તો તે ભાષાનો પ્રથમ પરિપૂર્ણ અભ્યાસ કરવો. તેમજ તે સંસ્કૃતમાંથી ઉત્પન્ન થયેલી હોવાથી સુશિક્ષિત લખાણો સમજવા માટે સંસ્કૃત જાણવાની જરૂર ગુજરાતી વાચનારને રહે છે તે ઉપરાંત સંસ્કૃત ભાષામાં ઉત્કૃષ્ટ સાહિત્ય, વ્યાવહારિક તેમજ પારમાર્થિક જ્ઞાનનો અખૂટ ભંડાર ભરેલો છે. આપણા દેશનું ધર્મસાહિત્ય એ ભાષામાં હોવાથી એ ભાષાનો અભ્યાસ કરવાની ખાસ જરૂર છે. વળી એકલું સંસ્કૃત જાણવાથી બસ થતું નથી આજ વિદ્યા, કલા, સાહિત્ય અને નવીન વધારા પામતી ભાષા અંગ્રેજી છે માટે તે જાણવાની પણ ઘણી જ આવશ્યકતા છે અંગ્રેજી ભાષામાં વિજ્ઞાન અને વિવિધ પ્રકારનું સાહિત્ય છે. એનો સાહિત્યભંડાર હજી પૂર્ણ થયેલો નથી, પ્રત્યેક દિવસે—અરે પ્રત્યેક કલાકે કહીએ તો અતિશયોક્તિ

નથી—તેમાં નવો ઉમેરો થતો જાય છે, માટે તે ભાષાનાં સારાં પુસ્તકો વાંચી સમજી શકાય તેટલું તે ભાષાનું જ્ઞાન મેળવવું આવશ્યક છે. કેટલાંકનુ માનવું એવું છે કે સ્ત્રીઓને માત્ર સ્વભાષા અને સંસ્કૃત શીખવવાં, તેમને અંગ્રેજી ભાષા જાણવાની ખાસ જરૂર નથી. એવો મત ધરાવનાર કાંતો અંગ્રેજી ભાષાના લાભ પોતે પરિપૂર્ણ સમજી શક્યા નથી એવા હોવા જોઈએ અથવા પોતે જ્ઞાન પામી સ્ત્રીઓને અજ્ઞાનના અંધકારમાં રાખવા ઈચ્છનાર હોવા જોઈએ. યુનિવર્સિટીનું જ્ઞાન પામેલામાંથી કેટલાક સ્ત્રીઓને અંગ્રેજી ભાષા શીખવવી નહિ એવું કહેનાર હોય છે તેમને અંગ્રેજી ભાષા ન સમજી શક્યા હોય એ વર્ગમાં તો મૂકી શકાય જ નહિ. તેમને પોતાને અંગ્રેજીનું જ્ઞાન ન મળ્યું હોત, અંગ્રેજી પુસ્તકોનું અધ્યયન તેમણે ન કર્યું હોત તો કેવી સ્થિતિમાં તેઓ હોત તે વિચાર કરવાની મારી વિનંતિ છે. શા કારણસર અંગ્રેજી ન શીખવવું એ જાણવામાં નથી. કોઈ એમ માને છે કે અંગ્રેજી ભણવાથી સ્ત્રીઓમાં ઉદ્ધતાઈ આવે છે, છીછરાપણું આવે છે, અને સ્ત્રીઓનાં યોગ્ય મર્યાદા, ગાંભીર્ય અને નમ્રતા નષ્ટ થાય છે. આવું પરિણામ પુરુષોમાં નથી આવતું તો સ્ત્રીઓમાં શા સારુ આવે? અને કોઈ કોઈ દર્શાંત તેવાં માલૂમ પડતાં હોય તો પુરુષોમાં પણ કેમ નહિ હોય? તેમ હોય તો દોષ અંગ્રેજી અભ્યાસનો નહિ, પણ અમુક વ્યક્તિના મનના બંધારણનો છે. અંગ્રેજીનું નામ પણ ન જાણનાર એવાં ઉદ્ધત અને છીછરાં સ્ત્રીપુરુષોની ક્યાં ખોટ છે કે તે દુર્ગુણો માટે અંગ્રેજી ભણતરનું કારણ શોધવાની જરૂર હોય? માટે અંગ્રેજી સાહિત્યની વિશાળતા, મનોહરતા અને અર્વાચીનતા લક્ષમાં રાખી સારાં પુસ્તકો વાંચવા વંચાવવાની ઈચ્છા રાખનારે એ ભાષાનો અનાદર કરવો ઘટતો નથી. સંસ્કૃત ભાષા પ્રાચીન છે, તેનું સાહિત્ય ઓછામાં ઓછું હજાર વર્ષ જૂનું છે માટે તે બસ નથી; આવશ્યક છે, પણ પર્યાપ્ત નથી. પુરુષોને તો સર્વત્ર અંગ્રેજી કેળવણી મળે છે, પણ સ્ત્રીઓને માટે જુદી કેળવણી. સ્ત્રીઓને અંગ્રેજીની અનાવશ્યકતા માનનારને આટલું કહેવું જરૂરનું લાગ્યું છે.

હવે ઉપર જણાવ્યાં તે સાધન, ભાષાજ્ઞાન, ઈતિહાસ, ભૂગોળ અને પદાર્થવિજ્ઞાન (જેમાં બુદ્ધિને કસનાર સામાન્ય ગણિતશાસ્ત્રનો સમાવેશ થાય છે) મેળવ્યા પછી શું વાંચવું અને કેવી રીતે વાંચવું એ મુખ્ય પ્રશ્નો વિશે વિચાર કરીએ.

આપણામાં કહેવત છે કે 'કપાળે કપાળે જુદી મતિ' તે એવી અક્ષરશઃ સત્ય છે કે જેમ કોઈપણ બે મનુષ્યની મુખાકૃતિ સરખી નથી હોતી તેમ કોઈ બે મનુષ્યનાં મન બધી રીતે સરખાં નથી હોતાં. भिन्नरुचिर्हि लोकः। પ્રત્યેક વ્યક્તિના મનનું વલણ કાંઈક વિશેષતાવાળું હોય છે. તેમ ન હોય તો જગતમાં અનેક ભિન્ન વ્યવસાય, ભિન્ન ભિન્ન કૃતિઓ નજરે પડે છે તે બને પણ નહિ. આવી સ્થિતિ છે તો પ્રત્યેકના મનના વલણને અનુકૂળ પડે તેવો માર્ગ વાચનમાં દર્શાવવો મુશ્કેલ છે. તથાપિ એ પણ ખરું છે કે પ્રત્યેક મનુષ્યનાં વિશેષ વલણ ઉપરાંત મનુષ્યજાતિને સામાન્ય એવા મનનાં વલણ પણ કેટલાંક છે અને તેવાં વલણમાંથી સારાં હોય તે પુષ્ટ થઈ મનુષ્ય સારી સ્થિતિ પ્રાપ્ત કરે એવો માર્ગ દર્શાવી શકાય.

બુદ્ધિનો વિકાસ થાય, નીતિની ભાવના ઉચ્ચ થાય તથા ધાર્મિક વૃત્તિ પુષ્ટ પામે, મનનું સાંકડાપણું દૂર થાય અને ઉદાર મનોવૃત્તિ થાય, આત્માનો ઉત્કર્ષ થઈ સદ્વર્તન રખાય, અને શુદ્ધ નિર્દોષ સ્વાર્થરહિત શ્રેષ્ઠ આનંદ પ્રાપ્ત કરાય એ વાચનનો હેતુ છે. આપણા પોતાનાથી અનેક રીતે વધારે યોગ્ય એવા અભ્યાસકો પ્રત્યેક વિષયમાં શું કહે છે એ જાણવાથી ઉપર કહ્યો તે હેતુ સિદ્ધ થાય છે અને એ હેતુથી જ જે વાંચવું તે વાંચવાનું છે. બીજાનામાં શી ખામી છે તે જાણવાનો હેતુ રાખવો જોઈએ નહિ, તેમજ એમ કહેવાય કે ફલાણાં ફલાણાં પુસ્તકો વાંચી ગયાં છીએ એવા ડોળ ખાતર વાંચવાનું નથી ફલાણું જાણીતું પુસ્તક શું તમે નથી વાંચ્યું એમ કોઈ પૂછશે તો ના કહેવાથી આપણી ગણના હલકી થઈ જશે એમ ધારીને પણ વાંચવાનું નથી

ખરું જોતાં તો જેમ માણસ વધારે વાંચે છે, જેમ તે અભ્યાસ વધારે છે તેમ તેને સમજાય છે કે તેનું પોતાનું જ્ઞાન કેટલું અલ્પ છે અને જાણવાનું કેટલું બધું છે. સહેજસાજ જ્ઞાન મેળવેલા ગમે તેવાં પુસ્તકો લખે છે અને છપાવે છે અને પરિપક્વ જ્ઞાનવાળા તેમ કરતા નથી, તેનું એક કારણ એ જ છે કે અલ્પ શિક્ષણવાળાને પોતાનું અજ્ઞાન કેટલું છે તે બરાબર રીતે સમજાતું નથી અભ્યાસના વધારા સાથે આપણી અલ્પશક્તિ–અપૂર્ણતાનું ખરું ભાન થતાં ગમે તેવું લખી છપાવવાની ધૃષ્ટતા જતી રહે છે

> यदाऽकिंचिज्ज्ञोऽहं द्विप इव मदान्ध समभवं
> तदा सर्वज्ञोऽस्मीत्यभवदवलिप्तं मम मनः ।
> यदा किंचित् किंचिद् बुधजनसकाशादधिगतं
> तदा मूर्खोऽस्मीति ज्वर इव मदो मे व्यपगतः ॥

અર્થ: 'જ્યારે હું કેવળ અજ્ઞાન હતો ત્યારે હું હાથી સરખો મદાન્ધ હતો (અને) તે વખતે હું સર્વજ્ઞ છું એમ મારું મન ગર્વભરેલું હતું; જ્યારે બુધજનો પાસેથી કાંઈ કાંઈ જ્ઞાન મને મળ્યું ત્યારે હું મૂર્ખ છું (એમ જાણતાં) તાવ પેઠે મારો મદ ઊતરી ગયો.'

સુપ્રસિદ્ધ અંગ્રેજ તત્ત્વવેત્તા બેકન કહે છે કે 'અભ્યાસ આનંદ, શોભા અને જ્ઞાન માટે છે. એકલા હોઈએ ત્યારે તેનાથી આનંદ મળે છે, અન્ય મનુષ્યો સાથે વાતચીતમાં તેનાથી શોભા મળે છે, અને તેનાથી મળેલું જ્ઞાન વ્યવહારમાં નિર્ણય કરવાના કામમાં આવે છે.' આ ત્રણ ઉપયોગ ઘટતી રીતે કરવા અને માત્ર એકદેશી ઉપયોગ ન થવા દેવો એવી એ મહાન પુરુષની સલાહ છે.

મનુષ્યના આત્મામાં જુદી જુદી જાતની શક્તિઓ રહેલી છે. અંગ્રેજીમાં એને Faculties કહે છે. બુદ્ધિની શક્તિ, નીતિની શક્તિ, ધર્મની ભાવનાની શક્તિ વગેરે ભિન્ન ભિન્ન શક્તિઓ માણસ ધરાવે છે.

એ શક્તિઓનો સમૂહ તે આત્મા એમ કહેવાનો અત્રે આશય નથી તેમ એ તકરારી વિષયમાં ઊતરવાની પણ જરૂર નથી. તથાપિ એટલું સત્ય છે કે મનુષ્ય કાર્ય કરે છે તે ભિન્ન વિષયોને અંગે હોય છે, અને એ દૃષ્ટિબિંદુથી જોતાં મનુષ્યઆત્માની શક્તિઓના વિભાગ કલ્પી શકાય છે અને તે દરેક શક્તિનાં વિષય અને ક્ષેત્ર જુદાં હોય છે. ત્યારે વાંચવામાં એ સર્વ શક્તિઓ ખીલે એ વાત ખાસ ધ્યાનમાં રાખવાની છે. જેમ અંગકસરત કરવામાં શરીરના સર્વ અવયવોને કસરત મળી સર્વ ખીલવવાની જરૂર છે તેમ આત્માને ખિલવણીમાં પણ બુદ્ધિ, નીતિ, ધર્મ, લાગણીઓ એ સર્વ શક્તિઓ સપ્રમાણ ઉત્કર્ષ પામે એ ધ્યાનમાં રાખવું આપણામાં જે શક્તિ અથવા વલણ આગળ પડતાં હોય તેને ખેડવા ઉપરાંત બીજી શક્તિઓ પણ ખીલવવા પ્રયાસ કરવો આ કહેવાની મતલબ એવી છે કે માત્ર એક જ વિષયનાં પુસ્તકો વાંચ્યા ન કરવાં આપણાં ઐરોમાં સાધારણ રીતે બે જાતના વાચનનો શોખ દીઠામાં આવે છે એક વર્ગ એવો છે કે માત્ર નવલકથાઓ અને એવું light (ઓછા ગાંભીર્યવાળું) વાચન જ હમેશ રાખે છે બીજો વર્ગ એવો છે કે ધર્મગ્રંથો, વેદાંતના ગ્રંથો અને ઊંડા પારલૌકિક વિચારના ગ્રંથો જ ગતદિવસ વાંચે છે આ બંને છેડા છે, માટે છેડે ન જતાં મધ્યબિંદુએ રહેવું અને એકદેશી વાચન ન રાખવું જરૂરનું છે

વિષયો પ્રમાણે વિભાગ પાડતા ઈતિહાસ, જીવનચરિત્ર, મુસાફરી, કાવ્ય, નાટકો, નવલકથાઓ, ધર્મગ્રંથો, તત્ત્વચિંતનનાં અને શાસ્ત્રીય (scientific) પુસ્તકો, એમ પુસ્તકોના ભાગ થઈ શકે. આ સામાન્ય દૃષ્ટિબિંદુથી વિભાગ પાડ્યા છે એટલે શાસ્ત્રીય કે logical નથી. કેટલાંક જીવનચરિત્રનાં પુસ્તકો કાવ્યરૂપે હોય છે, કેટલીક કથાઓ કાવ્યમાં હોય છે એ સર્વ જાતનાં પુસ્તકો વાંચવાથી આત્માની બધી શક્તિઓને પોષણ મળે છે. કેટલાંકને અભિપ્રાયે નાટક, કે નવલકથા કે

શૃંગારનાં કાવ્ય વાંચવાં તે જાણે મહાપાપનુ કામ છે આવી ધારણા મૂળભરેલી છે મનુષ્યઆત્મામાં કુદરતી રીતે જ એવી ભાવનાઓ અને લાગણીઓ રહેલી છે કે કાવ્ય નાટકાદિ વાંચવાથી તેને પોષણ મળી મનુષ્યનું ચિત્ત પ્રસન્ન થાય છે પરંતુ એ વાંચવામાં વિવેક રાખવાની જરૂર છે અશ્લીન અને અનીતિપોષક કાવ્ય નાટકો ન જ વાંચવાં અને સારાં નીતિદર્શક કાવ્ય નાટક વાંચવાં વળી ઊછરતાં બાળકોની લાગણીઓ અકાળે ઉશ્કેરાય તેવાં પુસ્તકો પણ તેમના હાથમાં મૂકવાં ન જોઈએ. ઇતિહાસ જીવનચરિત્ર, મુસાફરીનાં વર્ણન, શાસ્ત્રીય ગ્રથો અને ધર્મગ્રથો સર્વ ઉમરે વાંચવા યોગ્ય છે અને તે ન વાંચવા એવુ કોઈ કહી શકે તેમ નથી એવાં પુસ્તક ન વાંચનાર પણ તેની ઉત્તમતા સ્વીકારે છે પોતે નથી વાંચતા તે તેનો શોખ તેમણે પાડયો નથી, મનને તે તરફ વાળ્યુ નથી, તે કારણને લીધે છે એ જાણીતી વાત છ એકંદરે જોતાં એ વર્ગનાં પુસ્તકોનાં વાંચનાર ઓછાં નીકળે છે જોકે એની શ્રેષ્ઠતા કબૂલ કરવામાં આવે છે, પણ તેને અનુમતે તે વાંચવા તરફ મનુષ્યના મોટા ભાગની વૃત્તિ ઓછી જોવામાં આવે છે આનુ મુખ્ય કારણ એ છે કે ઇતિહાસ આદિ વર્ગના પુસ્તકો વાંચવામાં કાંઈક વિશેષ પ્રયાસ, વિશેષ બુદ્ધિનો વ્યાપાર અને ગાંભીર્ય જોઈએ છે અને નવલકથા જેવાં પુસ્તકો બહુ સરળતાથી લગભગ વિના પ્રયાસે વચાય છે વાંચવાનુ ધાર્યા પછી પણ મનનુ આનસ્ય માણસને સહેલાઈથી વચાય તવા વિષયો તરફ દોરે છે વળી નવનકથા જેવાં પુસ્તકોથી મળતો આનદ નહિ જેવા પરિશ્રમથી મળતો હોવાથી તે આનદ મેળવવા માણસ નનચાય છે અને ઘણા જ થોડા શિક્ષણવાળા પણ તેનો લાભ લઈ શકે છે તેથી જ તમામ પુસ્તકોમા નવનકથાઓ વધારે વચાય છે અને તેજ પ્રમાણમાં વધારે લખાય છે લાઇબ્રેરીઓમાં પણ નવલકથાઓની ચોપડીઓ જેટલી વચાવા જાય છે તેટલી બીજી કોઈ નથી જતી. પૈસા ખરચીને પણ નવનકથાઓ વાંચવા માટે લેવાય છે એટલાં બીજા પુસ્તકો નથી ખરીદાતાં નવનકથાઓ ન વાંચવી એમ

મારું કહેવું નથી તે ઉપર જણાવ્યું છે, પણ તેમાં હદ કે મર્યાદા રાખવી જરૂરની છે. તેમજ તેમાં રહેલો બોધ ગ્રહણ કરી નીતિની વૃત્તિને પોષણ મળે અને ઉચ્ચ લાગણીઓ કેળવાય તે લક્ષમાં રાખવું તે સાથે બીજા વિષયોનાં પુસ્તકોનો યથાશક્તિ અભ્યાસ વધારવો, તાત્કાલિક આનંદ પણ અનુભવવો તેમ સ્થાયી આનંદ પ્રાપ્ત કરવાનો પણ પ્રયાસ કરવો. જેમ જમવામાં વિવિધ પ્રકારની વાનીઓની જરૂર પડે, સ્વાદિષ્ઠ, તાત્કાલિક સુખકર ખોરાક સાથે પુષ્ટિ આપનાર સત્ત્વમય ખોરાક પણ ખાવો જોઈએ; એકલી જીભને પ્રસન્ન રાખવા સ્વાદિષ્ટ વાનીઓ જ ખાઈએ તો શરીર નબળું થઈ જાય છે, તે જ પ્રમાણે એકલું light (ઓછા ગાંભીર્યવાળું) વાચન, માત્ર તેથી ઊપજતા ક્ષણિક આનંદ ખાતર જ અને વધારે ગંભીર હેતુથી ન વાંચીએ તો આત્માને તેથી પોષણ મળતું નથી, અને સ્વાદિષ્ટ ખાવાનાની પેઠે એવા વાચનનું વ્યસન પડી જાય છે. વાંચવાનું વ્યસન એ ધિક્કારવા જેવી બાબત નથી, બલ્કે વખાણવા લાયક છે. વાચનનો શોખ એ બહુ ઉત્તમ ટેવ છે, તથાપિ કેટલાંક નવલકથાનાં વાંચનારાં તો માત્ર વાંચવું તે વાંચવું એમ ગમે તેવી વાર્તા વાંચે છે; એક વાંચી, બીજી વાંચી, ત્રીજી વાંચી, એમ એક પછી એક ગાંડાઈ આણી વાંચે છે. વાંચેલાં પુસ્તકોમાંથી એકેનો (moral) નીતિનો આદર્શ, એકેનાં વસ્તુ (Plot) તથા સુંદરતા તેમને યાદ રહેતાં નથી. કાંઈ પણ મનન કર્યા વગર વાર્તાનો ભાગ વાંચી જાય છે જરા ગંભીર વર્ણન કે વિવેચન આવે તે મૂકી દે છે. આવું નવલકથા વાંચવાનું વ્યસન ઇષ્ટ નથી. એથી મન બીજા ઉપયોગી કામમાં ન રોકાતાં નિરર્થક રોકાય છે. કદાચ નઠારા વિચાર કે કાર્યથી દૂર રહે છે એટલો એનો લાભ ગણી શકાય; બાકી વાચનનો હેતુ એનાથી સિદ્ધ થતો નથી.

માણસનું આયુષ અલ્પ છે, વાંચવાનું ઘણું છે.

अनन्तपारं किल शब्दशास्त्रं
स्वल्पं तथायुर्बहवश्च विघ्नाः ।

सारं ततो ग्राह्यमपास्य फल्गु
हंसैर्यथा क्षीरमिवाम्बुमध्यात् ॥

અર્થ : 'શબ્દશાસ્ત્ર ખરે અનન્ત પાર વગરનું છે, તેમ આયુષ ટૂંકુ છે અને વિઘ્નો ઘણા છે, તે માટે જેમ પાણીમાંથી હંસો દૂધ ગ્રહણ કરે છે તેમ તેમાંથી નિસાર હોય તે કાઢી નાંખી સાર ગ્રહણ કરવો.'

એ પણ સત્ય છે માટે જ વધારે સાવચેતી રાખી નિરૂપયોગી વાચનમાં વ્યર્થ કાળ ન ગુમાવાય એ જોવાનુ છે, કેટલાંકને જેટલી વાંચવાની ઇચ્છા હોય છે તેટલી નવરાશ નથી હોતી; કેટલાંક એવાં છે કે કાંઈ કરવાનુ ન હોવાથી વખત કાઢવા ગમે તેમ કરી કાલક્ષેપ કરવા વાંચવાનું સાધન શોધે છે. આમાંના પહેલા વર્ગના માણસો ખરી ખંતથી વાંચનારાં હોય છે. પોતાને થોડો અવકાશ છે માટે ઉત્તમ ઉત્તમ ગ્રન્થો તારવી કાઢી જેટલો અવકાશનો લાગ મળે તે વાચવામાં કાઢે છે. બીજા વર્ગના મનુષ્યો જે હાથમાં આવ્યું તે વગર વિચાર્યે કોઈ પણ હેતુ વગર વાંચે છે તેમનું વધારે વાચન અને પ્રથમ કહ્યાં તેવાનું થોડું વાચન એ બંનેની સરખામણીમાં થોડુ પણ હેતુ સાથે ગભીરતાથી વાંચનારનુ વાચન વધારે સુફળ પ્રાપ્ત કરે છે. આયુષ ટૂંકું છે અને જ્ઞાન અપાર છે એ ખરી વાત છે, પણ એમ ધારીને, અપાર જ્ઞાનમાંથી આપણે શું પ્રાપ્ત કરી શકવાનાં છીએ એવો વિચાર કરીને બેસી રહેવાનું નથી. અલ્પ આયુષ છતાં સર્વ કાર્ય લાંબો કાળ જીવીને કરવાની આશાએ જ મનુષ્ય કરે છે અને તે જ પ્રમાણે વાચનમાં પણ નિરાશ ન થતાં અનુકૂળતા પ્રમાણે ફુરસદનો સદુપયોગ કરવો.

ઇતિહાસના વાચનથી મનુષ્યને ઘણું શીખવાનું મળે છે. જનસમાજની, પ્રજાઓની ચડતી–પડતીનાં ચિત્ર ઇતિહાસ આપણી નજર આગળ ખડાં કરે છે. દુનિયામાં કેવી કેવી પ્રજાઓ થઈ ગઈ, તેમણે કયે માર્ગે ગતિ કરી અને તેથી શાં પરિણામ આવ્યાં તે ઇતિહાસ દ્વારા

જાણી શકાય છે પ્રજાની ચડતી–પડતીનાં કારણ ભૂતકાળમાં કયાં થયાં છે તે જાણી તેમાંથી સારો માર્ગ ગ્રહણ કરવાની વૃત્તિ થાય છે બુદ્ધિ એથી વિકાસ પામી મનની દૃષ્ટિમર્યાદા વધે છે અને મનનું સાંકડાપણું દૂર થાય છે. માટે જગતની તમામ મોટી પ્રજાઓનો ઇતિહાસ વાંચવાની જરૂર છે

ઇતિહાસ પ્રજાનાં જીવનચરિત્ર છે તે વાંચવાની જેમ આવશ્યકતા છે તેમ વ્યક્તિઓનાં જીવનચરિત્ર પણ વાંચવાં આવશ્યક છે ચારિત્ર્ય (character) કેમ ઘડાય છે, મહાન સ્ત્રીપુરુષો કેવી રીતે મહત્તા પામ્યા છે અને તેમના જીવનમાં કેવાં પરિવર્તન થયા છે, તે જાણવાથી આપણો આત્મા ઉન્નત થાય છે અને સદ્વર્તન તરફ વૃત્તિઓ દોરાય છે. માટે ખાસ કરીને મનની વૃત્તિઓનું બંધારણ પરિપક્વ ન થયું હોય તેવી ઉમરમાં એટલે બાળપણમાં અને જુવાનીમા જીવનચરિત્રો વાચવાથી મન પર તેની પ્રબળ છાપ પડે છે અને સુમાર્ગ ગ્રહણ કરી શકાય છે

મુસાફરીનાં વર્ણનો વાંચ્યાથી પણ મનની ભાવનાઓ વિસ્તાર પામે છે, દેશ દેશના લોકનાં વર્ણન, રીતરિવાજ તથા કુદરતી દેખાવની હકીકતો વાંચવાથી બુદ્ધિ વિકાસ પામે છે અને મનને આનંદ મળે છે, સાહસિકતા શીખાય છે, અને જાતે મુસાફરી કરવાની આવશ્યકતા હોય તો તેની ખોટ કઈક દરજ્જે પૂરી પડે છે

કાવ્ય, નાટકો–સારાં કાવ્યો અને નાટકો–મનુષ્યને એક અનુપમ આનંદનો આસ્વાદ કરાવે છે, આ દુનિયાની પેલી પાર લઈ જાય છે, અને તે દ્વારા ઘણાં સત્યોનું, તત્ત્વજ્ઞાનનું અને જનસ્વભાવનું આપણને દર્શન થાય છે આથી નીતિ તરફ આપણું વલણ મજબૂત થાય છે

નવલકથાઓ વાંચવાથી પણ તેમાં રહેલું નીતિતત્ત્વ આપણને લાભ કરે છે, અને તેમાં રચનાની કળા અને સુંદરતા મનને આનંદ

આપે છે. અતિશય લાગણીઓને ઉશ્કેરી મૂકે તેવાં નવલકથાનાં પુસ્તકો વાંચવા યોગ્ય નથી, પણ શાંત રીતે રસપૂર્વક વાંચી તેમાંથી કાંઈ શિક્ષણ મેળવાય એવી નવલકથાઓ વાંચવાથી અવશ્ય લાભ થાય છે. મનુષ્યનો સ્વભાવ એવો છે કે તેને સીધી રીતે કહીએ તો ઉપદેશ ધ્યાનમાં ઊતરતો નથી અને આડકતરી રીતે દીધેલો ઉપદેશ તેને ગળે ઊતરે છે. નવલકથાઓ પાત્રોના વર્ણન દ્વારા, એ વર્ણનનાં પરિણામ દ્વારા મનુષ્યને ઉપદેશ આપે છે અને એ ઉપદેશ સરળતાથી માણસના મન પર અસર કરે છે. સારાં પાત્રો તરફ સારી લાગણી અને નીચ પાત્રો તરફ ધિક્કાર એવી વૃત્તિ સારી નવલકથાઓ વાંચતે થાય છે. એવા વાચનથી નીતિ પોષાય છે અને આનંદ મળે છે. માટે હદમાં રહી શિષ્ટ લેખકોની નવલકથાઓ વાંચવી જરૂરની છે. તે ઉપરાંત ભારે વિષયો તરફથી કાંઈ નિવૃત્તિ લઇ ફેરફાર તરીકે પણ નવલકથાઓ ઉપયોગી કાર્ય બજાવે છે.

ધર્મગ્રન્થો વાંચવા એ સર્વ કોઈ જાણે છે, પણ એ વાંચવામાં શ્રમ અને સંસ્કારની જરૂર છે. તે સર્વ કોઈમાં હોઈ શકતા નથી. આપણી સ્ત્રીઓ ધર્મગ્રન્થો તરફ સારો ભાવ રાખે છે એ ખરું છે પણ તેનું રહસ્ય સમજવાની જરૂર છે. ધર્મગ્રંથોનું મનન કરી વર્તનમાં તેની છાપ રહે ત્યારે તે વાંચવું સાર્થક છે, નહિતો નિત્ય નિયમ પ્રમાણે ગીતાનો કે શિવપુરાણ કે ભાગવતનો પાઠ કર્યાથી કાંઈ ફળ નથી. તેમજ સંસ્કૃત જાણ્યા વગર તે પુસ્તકોનો સંસ્કૃતમાં માત્ર પોપટિયા પાઠ કરવાથી તો માત્ર કાલક્ષેપ જ થાય છે. અર્થ સુધ્ધાં પૂરું સમજીને વાંચવું તેનું નામ જ વાંચવું છે. હાલ ઘણા સંસ્કૃત ધર્મપુસ્તકોનાં ગુજરાતીમાં ભાષાન્તરો થાય છે, તો તેનો લાભ લેવાને સર્વને વિનંતિ છે. તેમજ જગતના જુદા જુદા ધર્મોના ગ્રંથોનું અધ્યયન પણ ધાર્મિક વૃત્તિ વિશાળ કરવાને સહાયભૂત થઇ શકે તેમ છે. આપણાં ધર્મપુસ્તકો ઉપરાંત જગતના અન્ય મુખ્ય ધર્મોના ગ્રંથોમાં ઘણાં સત્યો દીઠામાં આવશે અને તે વાંચવાથી સર્વ ધર્મ પ્રત્યે માનની લાગણી

ઉત્પન્ન થશે ઈશ્વરને પામવાને જુદા જુદા કાળમાં અને જુદા જુદા દેશમાં કેવા પ્રયાસ, કેવાં તત્ત્વચિંતન થયાં છે તે જાણવાથી મનુષ્ય પોતાના પ્રયાસ ખરી દિશામાં વાળી શકે છે અને જ્ઞાનનો વિસ્તાર કરી શકે છે. ધર્મનાં પુસ્તકો તો આપણાં બૈરાંઓ સામાન્ય રીતે વાંચે છે, પણ તેમાંનું રહસ્ય સમજતાં નથી, માટે તે તરફ લક્ષ આપવાની જરૂર છે. પ્રાચીન ગ્રન્થો તે સર્વ ધર્મના છે તથા તેમાં જે કહ્યું હોય તે પરસ્પર વિરુદ્ધ હોય તોપણ સત્ય છે એવી અંધશ્રદ્ધા આપણાં બૈરાંઓમાં વિશેષ જોવામાં આવે છે. મહાભારત, રામાયણ અને બીજાં પુરાણો એ ગ્રન્થો અને સાથે ગીતા, વેદાન્ત, ઉપનિષદ બધાં એક જ દૃષ્ટિબિન્દુથી વંચાય છે. તેમાંથી જે વાંચીએ તે સત્ય છે તેમાં સત્યાસત્યના વિવેકની જરૂર નથી, બલ્કે તેનો અર્થ પણ સમજવાની જરૂર નથી; માત્ર વાંચવાથી જ શ્રેય થાય એવી માન્યતા ભૂલભરેલી છે. તેથી બુદ્ધિનો વિકાસ થવાને બદલે મનમાં જડતા આવે છે અને એથી થતી વૃત્તિ તે ખરી ધર્મવૃત્તિ નથી; માત્ર પરંપરાથી ચાલતી આવેલી રૂઢિને અનુસરીને વાંચવું એટલું જ રહે છે. કોઈ પણ વિષયનું અધ્યયન વિચારપૂર્વક ન થાય તો તે કર્યું ને ન કર્યું બરોબર છે. ધર્મના ગ્રંથો વાંચી તેનાથી મળતી ઉચ્ચ ધર્મભાવના ગ્રહણ થાય તો જ તે ગ્રંથો વાંચવાનું પ્રયોજન છે.

તત્ત્વચિંતનનો વિષય ગહન છે, તેથી ઘણાંને તેમાં રસ પડતો નથી. તેમ છતાં આ સૃષ્ટિ, મનુષ્ય આત્મા, અને તેના સંબંધનું યત્કિંચિત્ જ્ઞાન હોય તો આપણી દૃષ્ટિ સીધી રહી શકે છે. ધર્મના વિષયમાં તત્ત્વચિંતન ઘણી સહાયતા કરે છે. એ બન્નેનો ઘણો ગાઢો સંબંધ છે. અને ઘણા ગ્રંથો એવા છે કે તેમાં બન્નેનું મિશ્રણ થયેલું જોવામાં આવે છે. એ વિષય ઘણાંને શુષ્ક લાગશે, પણ એનાં મૂળ તત્ત્વો અને જગતના મુખ્ય તત્ત્વચિંતકોના સિદ્ધાંતોનું ઊંડું નહિ તો સાધારણ જ્ઞાન મેળવવું દુર્લભ નથી.

શાસ્ત્રીય અથવા પદાર્થવિજ્ઞાનનું જ્ઞાન ઘણું જરૂરનું છે. એનાથી વ્યવહારમાં ઉપયોગિતા થાય છે અને ઘણી બાબતો વિશે આપણું અજ્ઞાન દૂર થઈ સત્ય માલૂમ પડી આવે છે. આ વિષયની ઘણી શાખાઓ છે. તે પ્રત્યેકનો પૂર્ણ અભ્યાસ એક મનુષ્યથી થવો અશક્ય છે માટે તેની શાખાઓનું સામાન્ય જ્ઞાન મળે અને તેમાંથી વિશેષ વ્યવહારોપયોગી ભાગને લગતાં પુસ્તકો વાંચવાથી ઘણો લાભ છે. રસાયન, વૈદક, ગણિત, ખગોળ, ભૂગળ, અર્થશાસ્ત્ર, એ વગેરે વિષયો પર સાધારણ માણસોથી સમજાય તેવાં ( Popular treatment વાળાં ) પુસ્તકો વાંચવાથી સામાન્ય જ્ઞાન વધે છે અને ઘણાક વહેમ અને અજ્ઞાનનો નાશ થાય છે.

એ રીતે પુસ્તકો શાં વાંચવાં તે કહ્યું. તેમાં કેવી રીતે વાંચવું એનો પણ ઘણોખરો સમાવેશ થઈ ગયો છે. કેટલાક વિષયો પર ઝીણી વિગતવાળાં પુસ્તક વાંચવાની જરૂર રહે છે અને કેટલાંકનાં સામાન્ય તત્ત્વો વાંચવાથી ચાલે તેમ છે. દરેક વિષયનો પરિપૂર્ણ અભ્યાસ થાય તો ઉત્તમ, પણ કોઈ એક મનુષ્ય તેમ કરવા અસમર્થ છે આખા જગતની સર્વ મોટી પ્રજાઓનો ઇતિહાસ વિગતવાર વાંચવાની અનુકૂળતા ન હોય તો તેનાં ટૂંકા સ્વરૂપનાં પુસ્તકોનું અધ્યયન કરવું. જીવનચરિત્રોમાં બનતાં સુધી આખાં પુસ્તક વાંચવાની જરૂર છે. તેમ ન બને તો મોટાં જીવનચરિત્રોના સારરૂપ લેખો વાંચવા. કાવ્યનાટકના પણ ખંડ વાંચવાથી જોઈએ તેવો લાભ નથી થતો. તેમજ ધર્મ અને તત્ત્વચિંતનમાં પણ સારરૂપ ગ્રન્થથી મૂળ ગ્રંથની ખરી ખૂબી સમજાતી નથી. પદાર્થવિજ્ઞાન અને વિદ્યાના વિષયમાં ટૂંકા ગ્રંથો ચાલે. સામાન્ય વ્યવહાર માટે સાર અને મૂળ તત્ત્વો વાંચી ચલાવી શકાય છે. વાર્તા નવલકથાઓ તો પૂરી જ વાંચી શકાય. બધાં પુસ્તકો પરિપૂર્ણ રીતે વાંચવાનો અવકાશ તેમજ શક્તિ સર્વને નથી હોતી માટે જેટલું વાંચવું તેટલો લાભ એમ ધારી સારનાં પુસ્તકો ઓછામાં ઓછાં વાંચવાં.

આપણામાં ગૃહકાર્યનો જેમને ઓછો બોજો છે તેમને તે જ સ્થિતિના પુરુષો કરતાં વધારે ફુરસદ મળે છે. ગૃહકાર્ય માટે નોકર નફરો રાખનાર કુટુમ્બોમાં પણ પુરુષ વર્ગને ધંધો અને સાર્વજનિક કાર્ય કરવાનાં હોય છે તેથી પુરુષોને થોડો અવકાશ મળે છે, પરંતુ તે વર્ગની સ્ત્રીઓને પુષ્કળ વખત મળે છે. માટે જેમને વખત મળે તેઓએ તે નિરર્થક ન ગુમાવતાં આત્મોન્નતિના પ્રયાસમાં, જ્ઞાન સંપાદન કરવામાં એટલે પુસ્તકો વાંચવામાં તે કાઢવો. જેઓને માથે ગૃહકાર્યનો ભાર છે તેઓ પણ કંઈક તો નવરાશ મેળવે છે જ. રાતદિવસ કામ કરનાર પણ ફુરસદ મેળવી આડોશી પાડોશીને ઘેર જઈ કાંઈક નવી વાત જાણી આવે છે, તો તે સાથે કાંઈક સ્વપ્રયાસથી મનને કેળવવાની વૃત્તિ થાય તો કેવું સારું ! સારા વાચનના લાભ અને તેથી મળતો આનંદ એ બંને સૂચવી તેનો સાક્ષાત્કાર કરાવવો એ સ્ત્રીઓના સહવાસી સંસ્કારી પુરુષોનો ધર્મ છે. તેમ ન થાય અને સત્ય માર્ગે તેમને દોરવામાં ન આવે તો દોષ ન દોરનારનો, બેદરકારી રાખનાર પુરુષોનો લેખાશે.

પુસ્તક વાંચવામાં ધીરજથી અથથી તે ઇતિ સુધી વાંચી જવાની જરૂર છે. ઘણાંક વચ્ચે વચ્ચે વાંચી કુદાવી છેવટ શું છે તે જાણી પર્યાપ્તિ માને છે, પણ એ રીત પસંદ કરવા જેવી નથી. તેથી ઇષ્ટ ફળ મળતું નથી. વળી કેટલાંક એક પુસ્તક હાથમાં લીધું કે રાત દહાડો તેની પાછળ ખાવાપીવાનું છોડી પૂરું કરી નાંખે છે. એ પણ ખરી રીત નથી. એવી રીતે વાંચેલા પુસ્તકમાંથી જે ધ્યાન રાખી સમજવાનું તે સમજાતું નથી. માટે ધીમાશથી એકચિત્તે ફુરસદે ફુરસદે પુસ્તક વાંચવું. જે ભાગ ન સમજાય તે મૂકી દેવો એ પદ્ધતિથી વાંચનાર પણ હોય છે, પણ એ વાંચ્યાથી શું ફળ ? ગ્રંથકર્તા કાંઈ આપણને જ્ઞાન આપવા માગે તે ગ્રહણ કરવા તો આપણે તત્પર ન હોઈએ તો વાંચવું શા સારુ ? ન સમજાય તે આપણાથી અધિક સમજનારને પૂછી સમજીને જ આગળ વાંચવું બધા વિષયોનું જ્ઞાન તાજું રહે માટે ફરતા ફરતી તમામ

તોનાં પુસ્તકો વાંચવાનાં ચાલુ રાખવાં. આત્માની ઉન્નતિ એ વાંચવાનો હેતુ છે એ ધ્યાનમાં રાખી જે વાંચવું તે વાંચવું. એકનું એક પુસ્તક એક જણ વાંચીને કાઢી નાંખે છે અને તે જ પુસ્તકના વાચનથી બીજા સંસ્કારી વાંચનારને તેની અંદર રહેલાં સત્યો સમજાવા ઉપરાંત અનેક નવાં સૃજન થાય છે. તો કાંઈક નવું સૃજન થાય એવી આશાથી એવા દૃષ્ટિબિન્દુથી વાંચવું જરૂરનું છે. દરેક પુસ્તક નિશાળના પાઠ યાદ રાખવાની પદ્ધતિથી વાંચવાની જરૂર નથી, તથાપિ વાંચીએ છીએ તે કાંઈ ગંભીર કામ છે એવી મનોવૃત્તિ રાખી વાંચવાની ટેવ રાખી ઉપલક ઉપલક વાંચી જવાની ટેવ ન રાખવી. વાંચીને તેના પર મનન કરવું અને દરેક પુસ્તકમાંથી સાર ગ્રહણ કરવો. તેમાંથી શીખવા જેવું શું છે એ યાદ રાખવું અને વારંવાર એના મનનથી આપણા સ્વભાવ પર, આપણી વૃત્તિઓ પર અસર થયા વિના રહેશે જ નહિ.

પરંતુ ઉપર કહ્યા તે સર્વ વિષયો પર આપણી ભાષામાં જોઈએ તેવાં પુસ્તકો નથી. તેથી અંગ્રેજી ભાષાના જ્ઞાન વિના ચાલે તેમ નથી. એ સાથે દેશના હિતેચ્છુઓએ આપણી સ્વભાષામાં પુસ્તકોનો સમૂહ વધારવા પ્રયાસ કરવાની જરૂર છે. જેમને ઈશ્વરે શક્તિ અને અનુકૂળતા આપી હોય તેમણે એ દિશામાં પ્રયાસ કરવાની આવશ્યકતા છે. પણ એ પ્રયાસ સફળ થવાનો આધાર વાંચનાર વર્ગ ઉપર છે. વાંચનાર જનસમાજના ઉત્તેજનથી જ લેખકો પ્રેરાય છે અને તેમની વૃત્તિઓ અને વલણને અનુકૂલ પુસ્તકો લખાય છે. જે જે જાતનાં પુસ્તકો વધારે વંચાય છે તે જાતનાં પુસ્તકોનો સમૂહ વધતો જાય છે. તેમજ લેખકોનો ધર્મ પણ વાંચનારને ખરે માર્ગે દોરવાનો છે. વધારે ઇષ્ટ વૃત્તિઓ અને વલણોના વિષય પર પુસ્તકો લખી વાંચનારને તે તરફ પ્રેરવાં એ લખનારાનું કર્તવ્ય છે. લખનાર અને વાંચનાર અન્યોન્યાશ્રયે રહેલાં છે. બંનેને પરસ્પરની અસર થાય છે. અને બંને એકબીજા પર કાંઈક સત્તા ભોગવે છે.

પુસ્તકો ઉપરાંત ચોપાનિયાં અને વર્તમાનપત્રો એ પણ વાચનમાં જ ગણાય. પરંતુ તેમાંના લેખો ટૂંકા હોય છે અને ઘણાખરા તે કાળને ઉપયોગી જ હોય છે. તે વખતને લગતા બનાવો, તે કાળનું સાહિત્ય અને રાજ્યસંબંધે એમાંના લેખ હોય છે. એની કિંમત સ્થાયી પુસ્તકો કરતાં કાંઈક ઓછી ગણાય છે, તથાપિ વાંચનાર વર્ગને તેઓની સેવા જેવી તેવી નથી. ઘણા વિષયો એવા છે કે તેને માટે આખા પુસ્તકની જરૂર હોતી નથી. તેમજ ઘણા વિષયોને સુલભ કરવા માટે અને વધારે થોડા વખતમાં વંચાવાને માટે ચોપાનિયાંના ટૂંકા લેખોના રૂપમાં લખવાની જરૂર રહે છે માટે ઘણા સામાન્ય વિષયોનું જ્ઞાન મેળવવાને ચોપાનિયાં સાધન છે. યથાશક્તિ તેમાંથી જે બને તે વાંચવાં તેમજ વર્તમાનપત્રો વાંચવાની પણ જરૂર છે. હાલના દોડતા જમાનામાં, જગતમાં હજારો નવીન વ્યવસાયો અને પ્રવૃત્તિઓના જમાનામાં વર્તમાનપત્ર ન વાંચનાર એક આંધળા મનુષ્ય સરખું લેખાય છે. દુનિયામાં ચારે તરફ શું બની રહ્યું છે, કયાં કયાં કઈ પ્રવૃત્તિઓ ચાલી રહી છે તે જાણીએ નહિ તો આપણે એક જમાનો પાછળ રહ્યાં છીએ એમ માનવું પડશે. ઘણી ખબરો, ઘણા બનાવો અને દુનિયાને પેલે છેડે બનતી હકીકતોની માહિતી આપણે વર્તમાનપત્રો દ્વારા મેળવી શકીએ છીએ. દેશના જનોને પ્રજા તરીકે એકત્વમાં આણવાના સાધનરૂપે વર્તમાનપત્ર હાલના જમાનામાં બહુ મોટો દરજ્જો ભોગવે છે. વર્તમાનપત્ર—સારાં વર્તમાનપત્રના અભિપ્રાય તે પ્રજાના અભિપ્રાય મનાય છે માટે તેનું જેટલું મૂલ્ય ગણીએ તેટલું ઓછું છે. એવા એક મહાન સાધનની અવગણના ન થવી જોઈએ. જેમ પુરુષોને તેમ સ્ત્રીઓને પણ આપણી આસપાસ શું બને છે તે જાણવાની આવશ્યકતા રહે છે. વળી સ્ત્રીઉપયોગી ખાસ પુસ્તકો પ્રત્યેક સ્ત્રીએ વાંચવાં એ જરૂરનું છે. છોકરાં ઉછેરવા સંબંધી, માંદાની માવજત અને આરોગ્યના નિયમો, ગૃહવ્યવસ્થા વગેરે બાબતોનાં માત્ર સ્ત્રીઉપયોગી પુસ્તકો સર્વ સ્ત્રીઓ વાંચશે એવી આશા છે.

આ રીતે વાચન સંબંધી કાંઈક સૂચનાઓ કરવાની હિંમત મેં ધરી છે. આપ સર્વને મારી વિનંતિ છે કે તેમાંની યોગ્ય લાગે તેને અનુસરી વાચનનો શોખ જેમ બને તેમ વધારવા પ્રયત્ન કરશો. વાચનના અનેક લાભ છે. મનુષ્યનો દેહ પ્રાપ્ત થયો છે તો તેનું સાર્થક્ય કરવામાં સારું વાચન એ એક મુખ્ય સાધન છે. પશુ પક્ષીઓ જ્ઞાન વધારી શકતાં નથી. આપણ મનુષ્યો ઉત્કૃષ્ટ સૃષ્ટિ હોઈ આપણું પોતાનું જ્ઞાન વધારી તેનો લાભ બીજાને આપી શકીએ છીએ. જે મહાન પુરુષોએ પોતાનાં જ્ઞાન અને અભ્યાસના ફલરૂપે પુસ્તકો લખી સર્વ મનુષ્ય પ્રજાને ઉપકૃત કરી છે તેમનો આભાર થોડો નથી. તેઓ તો પોતાનું જીવન સફળ કરી ગયા છે. આપણે તેનો લાભ ન લઈ આપણું જીવન સફળ કરવામાં ચૂકીએ તો દોષ આપણો પોતાનો જ છે. પુસ્તકો સુખમાં તેમજ દુ:ખમાં આપણા ખરા સાથી છે. વિકટ પ્રસંગે મનુષ્ય મિત્રો આપણો ત્યાગ કરશે, પણ મહાન ગ્રંથકારો આપણી સાથે પુસ્તકરૂપે સદૈવ છે. પુસ્તકોના વાચનરૂપી ધન એવું છે કે સર્વ કોઈ તે પ્રાપ્ત કરી શકે તેમ છે. સર્વ કોઈ સ્વપ્રયાસ અને સબળ ઇચ્છાથી જ્ઞાન મેળવવા અધિકારી થઈ શકે છે. તેમાં કોઈ અડચણ કરી શકતું નથી. એ જ્ઞાન કોઈ લૂંટી લેનાર નથી તેમજ વાપરવાથી ખૂટનાર નથી. માટે આવી અમૂલ્ય વસ્તુ જે જ્ઞાન તે પ્રાપ્ત કરવામાં તત્પર થવા મારી નમ્ર વિનંતિ છે. એ જ્ઞાન મેળવી આપનાર પુસ્તકો તેનું નવરાશના વખતમાં યોગ્ય રીતિએ અધ્યયન કરવા જેવો ઉત્તમ ઉપયોગ કુસંગનો એકે નથી. વિકટ પ્રસંગે પુસ્તકો આપણને સલાહ આપે છે. આપણે ગમે તેવા મનના ભાવ બદલીએ, પણ પુસ્તકરૂપી આપણા સાચા મિત્રો સદૈવ એક જ ભાવ આપણી તરફ રાખે છે. તેવા મિત્રોનો ત્યાગ ન કરતાં હંમેશ તેમની સોબત કરવાથી આપણું જીવન ઉન્નત થઈ મનુષ્યજન્મ પામ્યાનું સાર્થક્ય કરી શકીશું એ નિ:સંશય છે.

[ 'જ્ઞાનસુધા,' પુ. ૨૦-પૃ. ૩૩-૪૯; ૧૯૦૬ ]



# ભગિની સમાજને સંદેશ

આ સમાજના નવમા વાર્ષિક સંમેલન વખતે આપ બહેનો સમક્ષ જાતે હાજર રહેવા હું અસમર્થ છું તેથી તે માટે ક્ષમા માગી આ પ્રસંગે કાંઈ વિચાર દર્શાવવા રજા લઉં છું.

સ્વ. દેશભક્ત ગોખલેને ઓળખવાનું સુભાગ્ય મેં પ્રાપ્ત કર્યું ન હતું તથાપિ એમની સૌજન્યશાળી સૌમ્ય પ્રકૃતિ સંબંધે મિત્રો તરફથી ઘણું સાંભળેલું છે. દૂરથી દર્શનમાત્રથી તેમની પ્રતીતિ થાય તેવી મુખાકૃતિનું આ ક્ષણે સ્મરણ થઈ આવે છે. તેમના સદ્‌ગત મહાન આત્માને વંદન કરી આજ તેમની યાદી આપણે સહુ રાખીએ અને તેમના જીવનનાં કાંઈક સ્મરણો લક્ષમાં લઈએ

આ વિશાળ હિંદ દેશમાં ઘણા મહાન નરો થઈ ગયા છે, અને થાય છે અને વિવિધ પ્રદેશમાં તેમને નામના મેળવી છે. રાજકીય અને સામાજિક ઉન્નતિના કાર્યમાં કામ કરનાર થોડા પુરુષોમાં ગોખલે પ્રથમ પંક્તિમાં આવે છે, એ સુવિદિત છે તેમની શુદ્ધ અંતઃકરણની પ્રામાણિક દેશસેવાની કદર તેમના મૃત્યુ પછી વિશેષ થાય છે. અને સર્વપક્ષીય માણસો પ્રજા તથા રાજ્યકર્તાઓ તેમના શુદ્ધ હેતુની આજે મુક્ત કંઠે પ્રશંસા કરે છે. હિંદનું હિત તેમને હૈડે વસેલું હતું અને તેને તેમણે પોતાનો જીવનમંત્ર બનાવ્યો હતો. અડગ ધૈર્ય, હિંદના ઉદય માટે દૃઢ શ્રદ્ધા અને અથાગ પરિશ્રમ એ તેમના કાર્યનો માર્ગ હતો. કીર્તિનો લોભ અથવા આગળ આવવાની ઇચ્છા એ તેમનામાં કદી જોવામાં આવ્યાં નથી. એકનિષ્ઠાથી કામ કરવામાં સતત મગ્ન રહેવું અને તેમાં જે સહન કરવું પડે તે સહન કરવા તત્પર રહેવું એ

તેમણે જાનના દૃષ્ટાંતથી હિંદની અથવા કોઈપણ દેશની દેશસેવા કરનાર માટે બતાવી આપ્યું છે.

એવા મહાપુરુષનાં ગુણકીર્તન કયા દૃષ્ટિબિન્દુથી કરીએ અને કયા દૃષ્ટિબિન્દુથી ન કરીએ? તેમના કયા ગુણ પર વધારે લક્ષ આપીએ? તેમના જીવનની શુદ્ધતા અને કાર્ય કરવાની ખંતભરી મહેનત એ બેનો કાંઈક વિશેષ વિચાર કરીશું.

શું રાજકીય કે શું સામાજિક અથવા ગમે તે પ્રદેશમાં કામ કરનારના હેતુ પ્રામાણિક હોવા જોઈએ એ આપણે સમજી શકીએ તેમ છે. આજ કાલ અનેકવિધ જાગૃતિને લીધે જાતજાતનાં કાર્યોની પ્રવૃત્તિઓ ચાલી રહી છે. દેશના તમામ ભાગમાં રાજકીય, સામાજિક, ધાર્મિક વગેરે અનેક ચળવળો ચાલુ છે, અને તેમાં ઘણાં સ્ત્રી પુરુષો સહાયતા કરે છે અને યથાશક્તિ કામ કરે છે. પણ તે સહુમાં થોડાં જ, માનનીય અપવાદો બાદ કરતાં, કેટલાં બધાં પોતપોતાના જુદા જુદા સ્વાર્થો સાધવા દાખલ થઈ જાય છે? કોઈને માન મેળવવાની ઇચ્છા તો કોઈને આગળ પડી દોર ચલાવવાની ખાયેશ; કોઈને કોઈ પર વેર લેવાની તક તો કોઈને બીજો સ્વાર્થ સાધવાની અનુકૂળતા, એમ જાતજાતના હેતુથી કાર્યો ચલાવવામાં તેઓ દાખલ થઈ જાય છે. અહીં ફરી કહેવું જોઈએ કે નિઃસ્વાર્થ સેવા કરનાર પણ ઘણા છે, પણ તેમની પાછળ જાતજાતના માણસો દાખલ થઈ જાય છે અને લોકોમાં અવિશ્વાસ ફેલાવે છે. સ્વ. ગોખલેનું દૃષ્ટાંત માત્ર કર્તવ્યબુદ્ધિથી કાર્ય કરનારને આદર્શરૂપ છે.

વળી આપણામાં સામાન્ય ખામી એ જોવામાં આવે છે કે શરૂઆતમાં આપણે ઉત્સાહ રાખીએ છીએ અને વખત જતાં તે ઉત્સાહનું જોમ શમી જાય છે. આ સ્થિતિ ઘણાં મંડળો અને સંસ્થાના ચાલકોના અનુભવમાં આવેલી છે. આથી કરીને સંસ્થાઓ મૃતપ્રાય મડદાલ થઈ જાય છે, અને નવી સંસ્થા કાઢનાર હંમેશાં વિચારમાં

પડી જાય છે કે તે નભશે કે કેમ ગોખલેનાં ખત અને અટલ શ્રમ–જિંદગીના અંત સુધી પ્રયત્ન ચાલુ રાખવાનું દર્ષ્ટાંત–કાર્ય કરનારાઓ તેમજ બીજાને અનુકરનીય છે મુંબઈનો મને અનુભવ નથી, પણ અમદાવાદ જેવા સ્થળમાં તો સંસ્થાઓ શરૂઆતમાં ઉત્સાહથી પ્રવૃત્તિ આદરે અને થોડા વખતમાં તેના કાર્યમાં મંદતા આવી જાય છે દરેક વખત તેમાં નાણાંનો સવાલ નથી હોતો નાણાં ન આવે તો કદાચ સંસ્થા ધીમી પડી જાય તે સંભવિત છે શરૂઆતમાં સમજાવી પટાવીને નાણાં આપવા કબૂલાતો લીધી હોય તે નાણાંની મદદ અટકી જાય તેમાં નવાઈ નથી, પણ તે બાબત બાજુ પર મૂકતાં પણ કામ કરનારી સંસ્થા થોડામાં જ થાકી જાય છે અને કાર્યની ગતિ અટકી જાય છે કાર્ય કરનારાને તો કામ કરવાનું તેથી કદાપિ થાકી જાય, પણ જેમને માટે કામ કરવામા આવે છે તેઓ તેનો લાભ લેવામાં થાકી જાય છે, એનાથી બીજુ દુ:ખદ શુ હોઈ શકે ? અમારા ગામમાં ઘણી સંસ્થાઓ વ્યાખ્યાનો, સભાઓ, વાદવિવાદો વગેરેની રચના કરે છે તેમાં શરૂઆત માં સો બસો માણસો ભેળાય અને એક વરસ બે વરસને અંતે પાંચદસ માણસો તેમાં ભેગાં થાય એમ ઘણી વાર બને છે કામ કરનારનો ઉત્સાહ તો ઘણી વાર આ કારણથી જ ભાંગી જાય છે નાણાંનો અભાવ હોય, જનસમાજ તરફથી વગોતો ટેકો ન હોય તો કામ કરનાર નિરાશ થાય એમાં આશ્ચર્ય જેવુ કાંઈ નથી આનું કારણ શોધી કાઢવુ જરૂરનું છે. નાણાંની બાબતનો વિચાર અત્રે નથી કરતાં, અહીં તો કામ કરનારા અને જેમને માટે કામ કરવામાં આવે છે તેમને સંબંધે કાંઇક વિચાર કરીએ આ પ્રકારનો અનુભવ સ્ત્રીમંડળો તેમજ પુરુષમંડળોમાં જણાય છે તો કાંતો આપણે કાર્યકર્તાઓને વ્યાખ્યાનો વગેરેમાં પૂરતો રસ આણતાં નથી આવડતો કે મંતો પ્રજાવર્ગ બેદરકાર છે. જો વાચન વ્યાખ્યાન વાદવિવાદ વગેરેમાં રસ ઉત્પન્ન થાય તો સાંભળનાર આવે જ એમ ઘણાંનું કહેવુ છે આમાં કેટલેક અંશે સત્ય હશે અમુક ધ્યેય લઈ, તે તરફ જવાની જરૂર છે એમ તે સમજાય, માટે પ્રયત્ન કરવા

માટે ઉત્સાહ હોય, એવા સર્વમાં સામાના મન રંજન કરવાની શક્તિ હોય એમ બનતું નથી. તેઓ બીજાને વિનંતિ કરી તેવા કાર્યમાં સહાયતા મેળવે, પણ તે સહાયતા કરનારના દિલમાં તે કાર્ય માટે ખરો જુસ્સો ન હોય તેથી તેનું કામ મોળું થાય. તે સાથે સાંભળનારનો પણ દોષ છે. તેમને ખાતર જહેમત ઉઠાવનારને તેઓ ટેકો ન આપે તો નુકસાન તેમને પોતાને જ છે. અમુક વર્ગનાં શ્રોતાજનો માટે કદાચ હવે વ્યાખ્યાનો પૂરતાં થયાં હશે અને તેમને માટે કોઈ બીજો માર્ગ ઈષ્ટ હશે. વ્યાખ્યાનોમાં તેમની શ્રદ્ધા નહિ હોય એમ પણ હશે. તો પછી કેવે રસ્તે કામ લેવું એ, એ પ્રકારની સમાજ સેવા કરનારને વિચારવા જેવું છે. તેમના સહકાર્યકર્તાઓએ મળી આ બાબતમાં મસલત ચલાવવાની જરૂર છે. છતાં પ્રજા વર્ગનો ઘણો ભારે સમૂહ હજી એવો છે કે જેમાં જૂની પદ્ધતિ–વ્યાખ્યાનો વગેરે અસર કરી શકે, અને તેવા વર્ગોને પહોંચી વળવાની ખાસ અગત્ય છે.

વ્યાખ્યાનો ઉપરાંત વાચનોની યોજનાઓ, ફરતી લાઇબ્રેરીઓ વગેરે ચલાવનારાંની પણ એ જ કથા છે. જેમને માટે તે યોજના છે તે પૂરતો લાભ લેતાં નથી. મોટી ઉંમરની સ્ત્રીઓ માટે કાઢેલા વર્ગોની પણ

ખંત અને દીર્ઘ કાળના પ્રયત્ન વગર કોઈ ગણનાયોગ પરિણામ આવતું નથી, એ વાત હંમેશ ધ્યાનમાં રાખવા જેવી છે. સહેલા અને ટૂંકા રસ્તા આવાં કામો માટે હોતા નથી. અને એક નહિ, પણ અનેક માણસો જીવનપર્યંત કામ કરે, તેમનું મૂકેલું કામ તેમની પાછળના ઉપાડી લે તોપણ પૂરું ન થાય, એવો વિશાળ કાર્યપ્રદેશ પડેલો છે. તેથી કામ કરનારાઓએ નિરાશ ન થતાં પોતાના પ્રયત્નો ચાલુ રાખવા તેમજ જ્યાં તેની નિષ્ફળતા અને ત્રુટિઓ જણાય તે સુધારવા તરફ લક્ષ આપવું.

સુભાગ્યે હવે ઘણી બહેનો સ્ત્રીવર્ગના કામમાં મોટાં શહેરોમાં આગળ પડતો ભાગ લે છે. અને તેઓ જો ધીરજ અને ખંતથી કામમાં મંડ્યાં રહેશે તો આજ નહિ તો લાંબા કાળે પણ તેમની મહેનતનાં શુભ પરિણામો આવશે. મુંબઈ જેવા શહેર માટે તો ઘણાં વધારે સંખ્યામાં કામ કરનારાં હશે. તેમને હું એક સૂચના કરવી યોગ્ય ધારું છું. દરેક જણ થોડું થોડું બધાં કાર્યોમાં કામ કરે તેને બદલે તેમાંનાં કેટલાંક અમુક કાર્યને મુખ્યત્વે પોતાનું બનાવે અને બીજી પ્રવૃત્તિઓમાં ટેકા પૂરતું કામ કરે જ્યારે થોડાં જ—એક બે જણ—કામ કરનાર હોય ત્યારે સર્વ કાર્યોમાં તેની તે જ વ્યક્તિઓને લક્ષ આપવું પડે. વધારે હોય તો કામની વહેંચણી અને વિભાગ—મનનાં વલણો તેમજ અંગત સગવડો પ્રમાણે—કરવાં જરૂરનાં છે કે જેથી શક્તિનો નિરર્થક વ્યય ન થાય તેમજ પ્રત્યેક કાર્ય સારું થઈ શકે. સ્ત્રીઓ માટે કરવાનાં કામોને તેમજ સ્ત્રીઓની સામાજિક સેવાને ઉદ્દેશીને આ સૂચનાઓ છે. જે બહેનોને સાહિત્ય અને વાંચવા લખવાનો શોખ હોય તેઓ તે દ્વારા સમાજસેવાને પોતાની શક્તિ અર્પણ કરે જેઓ શિક્ષણકાર્યમાં રસ લેતાં હોય તેઓ વર્ગો ચલાવવામાં સહાયતા કરે અને જેઓ આરોગ્ય સંબંધી જ્ઞાન ધરાવતાં હોય તેમજ આરોગ્ય માટે જેમને ઘણી હિમાયત હોય તેઓ એ સંબંધી કામ કરવામાં આગેવાની કરે. ગરીબ વર્ગને

માટે ઉત્સાહ હોય, એવા સર્વમાં સામાનાં મન રંજન કરવાની શક્તિ હોય એમ બનતું નથી તેઓ બીજાને વિનતિ કરી તેવા કાર્યમાં સહાય તા મેળવે પણ તે સહાયતા કરનારના દિલમાં તે કાર્ય માટે ખરો જુસ્સો ન હોય તેથી તેનું કામ મોળું થાય તે સાથે સાંભળનારનો પણ દોષ છે તેમને ખાતર જહેમત ઉઠાવનારને તેઓ ટેકો ન આપે તો નુકસાન તેમને પોતાને જ છે અમુક વર્ગનાં શ્રોતાજનો માટે ખાસ હવે વ્યાખ્યાનો પૂરતાં થયાં ગણે અને તેમને માટે કોઈ બીજો માર્ગ ઈષ્ટ ગણે. વ્યાખ્યાનોમાં તેમની શ્રદ્ધા નહિ હોય એમ પણ બને તો પછી કેવે રસ્તે કામ લેવું એ, એ પ્રકારની સમાજ સેવા કરનારને વિચારવા જેવું છે તેમના સહકાર્યકર્તાઓએ મળી આ બાબતમા મસલત ચલાવવાની જરૂર છે છતાં પ્રજા વર્ગનો ઘણો ભારે અમુક ભાગ એવો છે કે જેમાં જૂની પદ્ધતિ–વ્યાખ્યાનો વગેરે અસર કરી શકે, અને તેવા વર્ગોને પહોંચી વળવાની ખાસ અગત્ય છે

વ્યાખ્યાનો ઉપરાંત વાચનોની યોજનાઓ, ફરતી લાઇબ્રેરીઓ વગેરે ચલાવનારની પણ એ જ કથા છે જેમને માટે તે યોજાય છે તે પૂરતો લાભ લેતાં નથી મોટી ઉમરની સ્ત્રીઓ માટે કાઢેલ વર્ગોની પણ ઘણે ભાગે તે જ સ્થિતિ છે અને ખાસ કરીને ગુજરાતી બહેનો માટે આ બે યોજનાઓ પૂરતા પ્રમાણમા નથી ફેલાઇ કે લોકપ્રિય નથી થઇ તે ઘણું ખેદજનક છે આપણામાં કાંતો એવી સુસ્તી છે કે આપણી સામે આપણી સગવડ સચવાય તેમ આપણા હિતચિંતકો આપણા લાભનાં સાધનો કરી આપે છે, છતાં તે તરફ દુર્લક્ષ કરી એવી અમૂલ્ય તક ગુમાવીએ છીએ. અથવા આપણામાં એવો ગર્વ છે કે આપણે સર્વ જાણી ચૂક્યાં છીએ, આપણે હવે જાણવા જેવું કાંઇ રહ્યું નથી, આપણી મેળે સાધનો કરીશું આ પણ ભૂલ છે આમ ધારવામાં ઘણું જાણવા જેવું આપણે ખોઈએ છીએ. થોડામાં પર્યાપ્તિ માનવાની આપણને ટેવ પડી જાય છે અને સતત પ્રયાસ કરવા તરફ દુર્લક્ષ થાય છે

ખંત અને દીર્ઘ કાળના પ્રયત્ન વગર કાંઈ ગણનાયોગ પરિણામ આવતું નથી, એ વાત હંમેશ ધ્યાનમાં રાખવા જેવી છે. સહેલા અને ટૂંકા રસ્તા આવાં કામો માટે હોતા નથી. અને એક નહિ, પણ અનેક માણસો જીવનપર્યંત કામ કરે, તેમનું મૂકેલું કામ તેમની પાછળના ઉપાડી લે તોપણ પૂરું ન થાય, એવો વિશાળ કાર્યપ્રદેશ પડેલો છે. તેથી કામ કરનારાઓએ નિરાશ ન થતાં પોતાના પ્રયત્નો ચાલુ રાખવા તેમજ જ્યાં તેની નિષ્ફળતા અને ત્રુટિઓ જણાય તે સુધારવા તરફ લક્ષ આપવું.

સુભાગ્યે હવે ઘણી બહેનો સ્ત્રીવર્ગના કામમાં મોટાં શહેરોમાં આગળ પડતો ભાગ લે છે. અને તેઓ જો ધીરજ અને ખંતથી કામમાં મંડ્યાં રહેશે તો આજ નહિતો લાંબા કાળે પણ તેમની મહેનતનાં શુભ પરિણામો આવશે. મુંબઈ જેવા શહેર માટે તો ઘણાં વધારે સંખ્યામાં કામ કરનારાં હશે. તેમને હું એક સૂચના કરવી યોગ્ય ધારું છું. દરેક જણુ થોડું થોડું બધાં કાર્યોમાં કામ કરે તેને બદલે તેમાંનાં કેટલાંક અમુક કાર્યને મુખ્યત્વે પોતાનું બનાવે અને બીજી પ્રવૃત્તિઓમાં ટેકા પૂરતું કામ કરે. જ્યારે થોડાં જ—એક બે જણુ—કામ કરનાર હોય ત્યારે સર્વ કાર્યોમાં તેની તે જ વ્યક્તિઓને લક્ષ આપવું પડે. વધારે હોય તો કામની વહેંચણી અને વિભાગ—મનનાં વલણો તેમજ અંગત સગવડો પ્રમાણે—કરવાં જરૂરનાં છે કે જેથી શક્તિનો નિરર્થક વ્યય ન થાય તેમજ પ્રત્યેક કાર્ય સારું થઈ શકે. સ્ત્રીઓ માટે કરવાનાં કામોને તેમજ સ્ત્રીઓની સામાજિક સેવાને ઉદ્દેશીને આ સૂચનાઓ છે. જે બહેનોને સાહિત્ય અને વાંચવા લખવાનો શોખ હોય તેઓ તે દ્વારા સમાજસેવાને પોતાની શક્તિ અર્પણ કરે જેઓ શિક્ષણકાર્યમાં રસ લેતાં હોય તેઓ વર્ગો ચલાવવામાં સહાયતા કરે અને જેઓ આરોગ્ય સંબંધી જ્ઞાન ધરાવતાં હોય તેમજ આરોગ્ય માટે જેમને ઘણી હિમાયત હોય તેઓ એ સંબંધી કામ કરવામાં આગેવાની કરે. ગરીબ વર્ગને

સહાયતા કરવાનાં સાધન અને વલણ હોય તે તે કામ માથે લે. મદ્યનિષેધના કામ માટે કોઈ આગળ પડે આમ કહેવાની એવી મતલબ નથી કે એક કરે તેણે બીજું કાંઈ ન કરવું. પણ એટલું જ કે દરેક અકેક કાર્યને પોતાનું કરી તે પાછળ પોતાની શક્તિઓનો વ્યય કરે અને બીજાને થોડી ઘણી સહાયતા કરે. આથી એકાગ્રતાથી કામ થાય અને તે કામ સારું થાય. દરેક જણ દરેક કામમાં વખત કાઢે તે કરતાં જુદાં જુદાં કામ વહેંચી લે અને પોતાના કામને ઘટતાં બીજાં મદદગારોનું મંડળ ઊભું કરે, તે ઇચ્છવા જેવું છે. હજી આપણી સ્ત્રીઓ એટલી મોટી સંખ્યામાં કામ કરનાર નથી એ ખરું છે, છતાં મોટાં શહેરોમાં વિવિધ કામ કરનાર મળી આવે એવો સંભવ છે. તેને માટે જુદી સંસ્થાઓ હોવાની જરૂર નથી, કારણ કે તેમ તો એકત્ર થઈને કરવાના લાભ નષ્ટ થાય. વધારે સંસ્થાઓનાં નાણાં પણ ન મળે. ભગિની સમાજની સંસ્થાના કાર્યપ્રદેશોને અંગે વિવિધ કામની વહેંચણી થાય તો તે કાર્યો વધારે સફળતા મેળવે એમ માની શકાય છે. આ માત્ર સૂચના છે અને તે કેટલે દરજ્જે અમલમાં મૂકી શકાય તે તો કાર્ય કરનારાં વધારે સમજી શકે.

આગળ પડેલા વર્ગોમાં કાંઈક ચેતન જોઈ આપણે સંતોષ માની બેસવાનું નથી. હજી કામ કરવાનું ઘણું બાકી છે. આપણી સામાજિક અનિષ્ટ રૂઢિઓમાંથી બહુ થોડીમાંથી આપણે મુક્ત થયા છીએ. રીતરિવાજો આપણને આગળ વધવા દેવામાં વિઘ્નરૂપ બને છે લગ્ન મરણના ખર્ચો આપણે હજી ઓછા નથી કર્યા. કેટલાકમાં તો વધારો પણ કર્યો હશે. કન્યાઓને શિક્ષણ આપવામાં શહેરોમાં પ્રયાસો થાય છે અને અગાઉ કરતાં વધારે કન્યાઓ ભણે છે, પણ ઊંચું શિક્ષણ લેનારની સંખ્યા ગુજરાતીઓમાં બીજાની સરખામણીમાં ઓછી છે. બાળલગ્ન કેટલીક કોમોમાંથી કમી થયાં છે, છતાં હજારો છોકરાં આઠ દસ બાર વરસનાં આપણી નજર આગળ પરણે છે. કેળવણીમાં વધેલી કોમો પણ આ કાર્યમાં પોતે ઇચ્છે તેટલાં વધી શક્યાં નથી. અને તેના એક

કારણભૂત તે આપણે એટલે સ્ત્રીવર્ગ છીએ હજી આપણે ઘણું આગળ વધવાનું છે અને હાલથી જ નિરુત્સાહ અને નિરાશ થઈ અટકી જઈશું તો આપણી પ્રગતિ કેમ થશે? આપણે અને આપણી પછીના જમાનાને પણ કામ કરવાનું પુષ્કળ પડ્યું છે. આપણામાં ખંત અને ધીરજનો અસાધારણ જમાવ જોઈશે

મુંબઈની બહેનો ઈલાકાના સર્વ ભાગોના આદર્શરૂપ ગણાવી જોઈએ. તેમને પગલે અને દ્રષ્ટાંતે પ્રાંતના સર્વ ભાગમાં બીજાને ચાલવા સંભવ છે તેઓ સ્ત્રીઉન્નતિના–એટલે કે દેશઉન્નતિના જ કહીએ તો ચાલે–કાર્યમાં મડ્યાં રહેશે તો ચિરસ્થાયી પરિણામ આવશે જ એ નિ:સંશય છે. માત્ર સમયાનુસાર કાર્યક્રમમાં ઘટિત ફેરફાર કરવા જોઈએ; કરતાં આવ્યાં તેજ માર્ગે જવાય એવી માન્યતા ન હોવી જોઈએ

કામ કરનાર તથા જેમને માટે કામ થાય છે તે સર્વ, જે ભાઈઓ સ્ત્રીવર્ગની ઉન્નતિમાં પોતાનો હિસ્સો આપી રહ્યા છે તેમનાં આભારી છે. પુરુષવર્ગની સહાનુભૂતિથી આપણી સ્ત્રીસંસ્થાઓને ટેકો મળે છે, માર્ગ સૂચવાય છે, અને બીજી સહાયતા મળે છે સ્ત્રીઓનું કામ સ્ત્રીઓએ જ ઉપાડી લેવાનું છે એ ખરું છે, પણ જ્યાંસુધી સમસ્ત કામ સ્ત્રીઓ કરી શકતી નથી ત્યાંસુધી પુરુષો–જેઓ ખરા દિલથી તેમાં સહાય થાય છે તેમની સાથે રહીને જ આપણું કાર્ય આગળ વધી શકશે. આ સમાજની દિન પર દિન ચડતી થાય, તેના ઉદ્દેશો પાર પડે, જનસમાજમાં તે ઉપયોગી કાર્ય બજાવી દેશની ઉન્નતિમાં પોતાનો ફાળો આપે, અને જે મહાપુરુષની યાદગીરી જાળવવા આજ સુધી એકત્ર થયાં છે તેમના અભિલાષોના સાક્ષાત્કાર થઈ આપણો હિંદદેશ સર્વતોમુખી ઉન્નતિને પામે અને જગતમાં તેનું યોગ્ય સ્થાન પ્રાપ્ત કરે, એ ઉમેદ સાથે આ લેખની સમાપ્તિ કરું છું.

[ તા. ૧૨-૨-૧૯૨૫ ]



# રાંધ્યા વગરનું ભોજન

**રસોઈની** કળા તે માણસની જ છે. બીજાં પ્રાણીઓ વનસ્પતિ, અથવા માંસાહાર કરે છે તે એમ ને એમ જ ખાય છે. ખોરાકને શુદ્ધ કરી તેને વિવિધ પ્રકારે રાંધી તેમાં કળાનું તત્ત્વ દાખલ કરી બુદ્ધિનો ઉપયોગ કરવાનું કામ મનુષ્ય જ કરી શકે છે. માણસો પણ ઘણા પ્રાચીન જમાનામાં જેવી સ્થિતિમાં મળે તેવી સ્થિતિમાં ખોરાકનો આહાર કરતાં. અને જંગલી પ્રજાઓમાં રાંધણકલા ઘણી જ પ્રાથમિક પાયરીએ છે. અત્યારે ઘઉંનાં છપ્પન પકવાન અને તેનાથી પણ વધારે વાનીઓ બનાવવાના હુન્નર માણસ જાણે છે, વિવિધ વાનીઓ બનાવી તેને લાંબા વખત સુધી રાખી મૂકવાની રીત પણ તેણે શોધી છે, અને દેશ પરદેશ જ્યાં અમુક ચીજો ન મળે ત્યાં સુઘડાઈથી ન બગડે તેમ તે મોકલવાના પ્રયોગ પણ સફળતાથી માણસોએ કર્યા છે. ટૂંકામાં, ખોરાકની જેટલી વિવિધતા થઈ શકે તેની પરિસીમાએ માણસ પહોંચ્યો છે એમ કહીએ તો ચાલે.

તેમ છતાં યુરોપના છેલ્લા યુદ્ધ વખતે લાખો માણસ માટે રસોઈ પકવવાનો મહાન પ્રશ્ન ખડો થયેલો, અને એટલા બધા માણસોને ગમે તે જગ્યાએ, તંદુરસ્તીને નુકસાન ન પહોંચે એવો પૌષ્ટિક ખોરાક પહોંચાડવાનું કામ જેવુંતેવું ન હતું. લડાઈ દરમ્યાન એ અપૂર્વ પ્રસંગે જાતજાતની તર્કપ્રવૃત્તિઓ જગાડી હતી તે જ સમયે કોઈને ખ્યાલ થયો કે સામાજિક સુધારણા (civilisation) આટલી હદે પહોંચી તેથી તો કેટલીક બાબતમાં મનુષ્યજાતિ અસહાય બની ગઈ. પુરાતન જમાનામાં કાચી વનસ્પતિ, કાચું માંસ વગેરે માણસો ખાઈ

શકતાં—પચાવી શકતાં અને વધારે તંદુરસ્ત રહી શકતાં. તેને બદલે રાંધવાની, અને તેમાં વળી ભાત–ભાતનાં ભોજનની પીડા કર્યાં વહોરી! રાંધવાની ખટપટ વધી પડી અને પરિણામે તંદુરસ્તી ઘટી, દાંત નબળા પડ્યા, અને રાંધવામાં જરા પણ લાગણ રહે તો આરોગ્ય બગડે એવી સ્થિતિએ હાથે કરીને આપણે આવી ગયાં. આથી કેટલાક ચિંતકોના મનમાં મથન થવા લાગ્યું મિ. યુસ્ટેસ માઈલ્સ નામનો ચિંતક (જેના લેખ પરથી આ લેખનું સૂચન થયું છે) કહે છે કે 'અહો! રાંધવાની કળા નાબૂદ થાય તો કેટલી બધી જંજાળ મટી જાય! રસોઈયાના મિજાજ કેવા ઊતરી જાય અને બૈરાંનાં માન પણ ઘટે. વાસણકૂસણ માંજવાની આપદા મોટે ભાગે ટળી જાય અને વખત અને માણસો બીજું કામ કરવા માટે ફાજલ પાડી શકાય!'

એ તો સર્વ કોઈને કબૂલ કરવું પડશે કે જિંદગીને ખાતર ખાનપાન છે, ખાનપાન ખાતર જિંદગી નથી. છતાં આપણે ખાનપાનને ખાતર જિંદગી હોય તેવી જિંદગી બનાવી દીધી છે. દરેક જણ દરેક ઉદ્યોગ, કામ, વ્યવસાય જે કાંઇ કરે તે પેટ ભરવા ખાતર જ કરે છે એવું થઈ ગયું છે, કારણ કે પેટ ભર્યા વગર ચાલે તેમ નથી અને તે માટે કામ પણ કરવું જ પડે. તે કામ માટે માણસનો તમામ સમય રોકાઈ જાય છે. ગરીબ વર્ગ માત્ર પેટ પૂરતું મેળવવા માટે સારો દહાડો મજૂરી કરે છે, શ્રીમંત વર્ગ વધારે પૈસો મેળવી વધારે ઊંચા પ્રકારનાં ભોજન જમે છે. ગરીબ વર્ગને તો લગભગ બધો વખત ઘરનાં તમામ માણસોને માત્ર પેટપૂરતું મેળવવા વૈતરું કરવાનું હોય છે; તેમનાં ભોજન રાંધવા માટે તો જૂજ વખત જ કાઢવામાં આવે છે.

મિ. એડ નામે ગૃહસ્થ માને છે કે માણસનો ખોરાક આ જમાનામાં પણ રાંધ્યા વગરનો બનાવી શકાય અને પોતાના સિદ્ધાંતના સમર્થનમાં તે ઘણું લખે છે. આપણે જાણીએ છીએ કે મહાત્મા ગાંધી

ફળ અને શિંગ ખાઈ ચલાવી શકે છે. આહાર સંબંધે મિ. એડના સિદ્ધાંત શા છે તે નીચેના ઉતારા પરથી સમજાશે :—

" રાંધેલો, પુષ્ટિનાં તત્ત્વોની જમાવટ કરેલો, આથેલો અને બીજી રીતે તૈયાર કરેલો ખોરાક હંમેશ વાપરવો એ રોગ માત્રનું મૂલગત કારણ છે. ખોરાકની અંદર જે જીવન્તપણું છે તે તેને બાફવાથી, શેકવાથી, તળવાથી રાસાયણિક ફેરફારો થઈ નાશ પામે છે, એટલે જે ખોરાક આપણે ખાઈએ છીએ તે ખરી રીતે જોતાં જીવનરહિત છે. એમાંથી સ્વતઃ પેદા થતા ઝેરથી રોગની ઉત્પત્તિ થાય છે.

" આપણા દેશમાં ( ઇંગ્લાંડને ઉદ્દેશીને ) સમસ્ત પ્રજાનું પોષણ થાય તેટલા જથામાં ફળ તથા વનસ્પતિઓ ઉગાડી શકાય, જેથી બહારથી તે આણવાની જરૂર ન રહે. હાલ છે તેનાથી વધારે વસ્તીને પણ પૂરું પડે તેટલું તે ઉગાડી શકાય અને પ્રજાને પૂર્ણ તંદુરસ્તીમાં રાખી શકાય. ગાયના દૂધમાં જે તત્ત્વો છે તે તેના વનસ્પતિના આહારમાંથી આવે છે. આપણે જે તત્ત્વ બાળપણમાં દૂધથી મેળવતાં તે મોટપણે પૃથ્વી પરની સજીવ વનસ્પતિ ખાઈને મેળવી શકીએ.

" મન અને શરીરનું સમતોલપણું એટલે કદી થાક ન લાગવો, કદી ખાઉધરા ન થવું, હંમેશ કામ કરવાની યોગ્યતા હોવી અને સંજોગોને અનુકૂલ થવાની શક્તિ હોવી એ છે. અર્થાત્ ગમે તે કામ કરવાને તૈયાર હોવું, ગમે ત્યાં, ગમે તેની જોડે, ગમે તે જગાએ, ગમે તેવી ઋતુમાં જવાની શક્તિ, ગમે ત્યાં સૂઈ શકવું, ગમે તે ખાઈ શકવું અને ગમે તે પહેરી શકવું—એ સર્વ હોય તે ખરું સમતોલપણું છે. આત્માનું સમતોલપણું તે ગમે તે સ્થિતિ પ્રાપ્ત થાય તેમાં શાંત અને એકચિત્ત રહેવું તથા જડ વસ્તુથી કેવળ સ્વતંત્રતા, જગત્કર્તા સાથે પ્રત્યક્ષ યોગ અને જીવનભર પરિપૂર્ણ શ્રદ્ધા તથા મૃત્યુ માટે નિર્ભયતા એ છે.

"ત્યારે, સવારના પહોરમાં ઊઠીને જે ઝેરનો પ્યાલો દરરોજ આપણે સૌથી પહેલો પીએ છીએ તે છોડી દેવો અને તેને બદલે ફળ ખાવાં. તે પછી જમવાને બદલે કાચી ખાઈ શકાય તેવી ભાજી (સેલેડ)-ફળથી ચલાવવું. આ વસ્તુથી સંતોષ થાય છે, એટલું જ નહિ પણ તે પુષ્ટિકારક પણ છે. તે પછી જેને 'લંચ' કહેવામાં આવે છે તે તો મૂકી દઈએ તો કાંઈ જ અડચણ પડે તેમ નથી, આથી આપણું આરોગ્ય સારું રહેશે એ વાત નિઃસંશય છે; અને આપણા મનથી પણ શું સુખી નહિ થઈએ? કેટલા બધા ડૉક્ટરો છૂટા થશે કેટની બધી રસોઈઓ કરનારી અને રસોઈયા લડાઈમાં ઉપયોગી સેવા બજાવશે? (લડાઈ દરમ્યાન આ હકીકત પ્રથમ પ્રગટ કરેલી.)

'આ ખોરાક પર મને બિલકુલ રુચ નથી કારણ કે કમનસીબે ફળ અને સાદાં શાકભાજી ખાવાની મે ઇન્કાર ગણેલી જ નહિ, પણ લડાઈનો વખત અને તે વખતે કરવી જોઈતી કરકસરની જરૂરિયાતથી મને ભાવતો ખોરાક ખાવાનું બળ હાલ મેળવી શકાય છે. સવારમાં નાસ્તા તરીકે હું એક કેળું ખાઉં છું. બપોરે લચ કે ભોજન જે કહો તે સેલેડની ભાજી અને ફળથી ચલાવું છું. ટેવ પડવાથી આગળ જતાં આ મુશ્કેલી ઓછી લાગે છે અને ટમાટાં, નારંગી, કેળાં અને સકરજનના આહારથી બહુ ખુશીથી રહી શકાય છે"

કોઈ નવો સિદ્ધાંત આપણી આગળ આવે ત્યારે તેની પૂર્ણ પરીક્ષા કરવી જોઈએ. તેની શાસ્ત્રીય સારાસારતા તપાસવા ઉપરાંત વ્યવહારમાં તે કેવાં પરિણામ ઉપજાવશે એ પણ વિચારવું જોઈએ. ખોરાકમાં માત્ર ફળ અને કાચો શાકભાજી એ યોજના શકય છે કે નહિ અને જો શકય બને તો જનસમાજ માટે ઇષ્ટ છે કે નહિ તે બે પ્રશ્નોના જવાબ પર તેનું નિરાકરણ થઈ શકે. એ યોજના શકય છે એમ ઘણાનું માનવું છે. અને તે જો સર્વત્ર સ્વીકારાય તો ઇષ્ટ પણ છે, કારણ કે તેથી વખત, પૈસા અને મહેનતનો બચાવ થાય તેમ છે.

તે યોજનાથી ખેતીવાડી બાગબાની વગેરેને ઉત્તેજન મળે તેમ છે, અને માંસાહારનો ત્યાગ થાય તો તે દયાપૂર્ણ તથા સ્વચ્છ છે એ નિર્વિવાદ છે. હવે તપાસવાનું એ રહ્યું કે શરીરસુખાકારીને તે અનુકૂલ આવે તેમ છે કે નહિ. આ મોટો સવાલ છે.

ઘણા દાક્તરોનો મત એવો છે કે દુનિયામાં ભૂખમરાથી માણસો મરે છે તેટલાં જ અતિ આહારથી મરે છે કદાચ આ અતિશયોક્તિ હશે, તથાપિ એટલું તો ખરું જ છે કે સામાન્ય રીતે માણસો જોઈએ તે કરતાં વધારે જથામાં અને વધારે Carbo-hydrates વાળા (સ્ટાર્ચ અને મીઠાશ વગેરે વાળા) પદાર્થો ખાય છે તે ઓછા થાય, એકાદ વખતનું ભોજન બિલકુલ ઓછું થાય તો નુકસાન નથી, બલ્કે ફાયદો છે. મિ. એર્ડની યોજનામાં આ બધું આવી જાય છે. તે ઉપરાંત ફળોમાં આવતું પાણી, સજીત્ર સોડા, લોહ અને બીજા ક્ષારો બહુ ગુણકારી નીવડે છે.

પરંતુ ખોરાકનાં બીજાં તત્ત્વો જે જરૂરિયાતનાં મનાય છે તે તેમાં પૂરતાં આવે છે કે નહિ તે વિચારવાનું છે. આપણા હિંદ દેશમાં મગફળી અથવા ભોયશિંગ કહેવાય છે તે ખોરાકમાં જોઈતું ચરબીનું તૈલિક તત્ત્વ બહુ સારી રીતે પૂરું પાડી શકે છે એ ધ્યાનમાં લેવા જેવું છે, બીજાં સર્વ એ જાતનાં સૂકાં ફળો જેવાં કે બદામ, અખોડ, પિસ્તાં વગેરે તે જ કામ કરે છે, પણ તે સહુમાં મગફળી ઘણી જ સસ્તી છે.

આ સ્થળે એક વાત લક્ષમાં રાખવાની છે. ખોરાકના કેટલાક પ્રકાર રોગનિવારણ માટે ઘણા ફાયદાકારક હોય છે તેટલે દરજ્જે કાયમના ખોરાક તરીકે તેની કિંમત નથી હોતી, માટે કામચલાઉ ખોરાક અને કાયમના આહારનો ભેદ પાડવો જોઈએ. દૂધનો ખોરાક કે અપવાસ અમુક રોગ મટાડવામાં ઘણા ફાયદાકારક હોય પણ તે ખોરાક લઈ કે અપવાસ કરી હંમેશ ન જિવાય, તે રીતે જો મિ એર્ડની

આહારપદ્ધતિથી ઘણાકના રોગ ગયા હોય તો તે ઉપરથી એકદમ એવું અનુમાન ન બાંધી શકાય કે એ આહાર સર્વસામાન્ય બની શકે.

કાચા, વગર રાંધેલા ખોરાકનો સર્વત્ર પ્રચાર થાય તો પૈસા, વખત, પરતંત્રતા, કંટાળો, નોકરોનો ત્રાસ (જે આજકાલ અત્યંત છે) તે સર્વનો બચાવ થાય એમાં તો કાંઈ જ સંશય નથી હવે, તેથી તંદુરસ્તી પર કેવી અસર થાય એવા પ્રયોગો સાજાં માણસો પર લાંબા વખત સુધી અજમાવી જોવા જોઈએ.

મૂળા કાંદા જેવી કાચી વનસ્પતિઓ ગુણકારી છે એ તો સર્વે જાણે છે ફળ મેવો પણ શરીરને ઘણાં તત્ત્વો પૂરાં પાડે છે. શાક-ભાજીઓના રસ કાઢી ન નાંખતાં તે સહિત તે લેવાય તો પાચનક્રિયાને ઘણો જ આરામ મળે તથા કોઠાને સાફ થવાની સુગમતા થાય, વળી લોહીના રાતા રજકણોનો સમૂહ વધારવામાં 'ઓક્સિજન' વાયુની જરૂર પડે છે તે પણ પૂરતા જથામાં તેમાંથી મળે તેમ છે મિ. એર્ડ પોતે આવો ખોરાક ખાઈને જ ચલાવે છે અને જે પદ્ધતિ તેમણે બીજાને માટે યોગ્ય દર્શાવી છે તે પોતાના અનુભવ પછી જ બહાર પાડી છે, અને તેમ કરવામાં કોઈ સ્વાર્થનો હેતુ હોય એમ જણાતું નથી.

હવે એ આહાર વિરુદ્ધ જણાતી વાતોનું સૂચન કરવું ઘટે છે. પ્રથમ તો ઉપર ઉતારેલા દાખલામાં ગાય કાચી વનસ્પતિ ખાઈને પોષણ મેળવે છે એ દૃષ્ટાંત મનુષ્યને લાગુ પાડવામાં કાંઈ અર્થ નથી. માણસની ખોરાકની નળી અને ઘાસચારો ખાનાર જનાવરોની તે નળી સરખી નથી હોતી. વળી ગાયો 'ફળફળાદિ ખાતી નથી' બીજું ખોરાકમાં 'પ્રોટીડ'નાં એટલે કોશદ તત્ત્વોની જરૂર માણસના શરીર માટે રહે છે તે કેટલા પ્રમાણમાં હોવા જોઈએ તે વિશે કદાચ મતભેદ હશે, પણ તેની જરૂર તો છે જ અને તે ફળફળાદિ અને વનસ્પતિમાં મળી શકતાં નથી. શરીરનો ઘસારો પૂરવા, શરીરમાં ગરમી લાવવા

પાચનક્રિયાને સરલ કરવા તેની જરૂર છે, એવો સર્વ દાક્તરોનો અભિપ્રાય છે. 'નટ્સ' એટલે તૈલી સુકાં ફળોમાં ગરમી લાવવાના ગુણ છે એ સ્વીકારવું જોઈએ. તથાપિ ઘણી વનસ્પતિઓ એવી છે કે તેને યોગ્ય રીતે રાંધવામાં આવે તો તેનો ગુણ વધે છે. માટે રાંધવાથી ખોરાક બગડે છે એમ સામાન્ય સિદ્ધાંત બાંધવો એ વાજબી નથી

રસોઈની કળાએ કદાચ માણસનો ખાવાનો શોખ જોઈએ તે કરતાં વધાર્યો હશે અને તેમને જોઈએ તે કરતાં વધારે ખાતાં કર્યાં હશે, તોપણ ડૉ યુસ્ટેસ માઈલ્સ કહે છે કે શરીરના સંવર્ધન અને આરોગ્યમાં રાંધણકળાનું ઋણ ભારે છે એક વાત ખાસ ધ્યાનમાં રાખવાની છે. વગર રાંધેલા ખોરાકના કણ( cells )માં પોતાનું વ્યક્તિત્વ જાળવવાનું વલણ હોય છે, તેથી માણસના શરીરમાં 'જઈ તેનું યથાયોગ્ય રૂપાન્તર થયા પછી જ તે શરીરનાં તત્ત્વોમાં ભળી' શકે છે. જો ભળે તો ઘણો જ ફાયદો થાય, અને એ જ વસ્તુને રાંધીને ભળી શકવાની સ્થિતિમાં લાવીને ખાવા કરતાં તેનો ગુણ વિશેષ થાય પરંતુ દરેક જણના શરીરમાં તે ભળે જ એમ નથી, તેમને માટે તો ભળે તેવા સ્વરૂપમાં ઘટાવી તે ખોરાક તૈયાર કરવામાં આવે 'તો જ શરીરયંત્ર તેનો સ્વીકાર કરે આના સમર્થનમાં તે કોઈ છોકરાનો દાખલો લખે છે એમનાં માબાપ પોતાની કાચા ખોરાકની ધૂનમાં તે છોકરાને બીજું કાંઈ ખવડાવતાં નહિ. એ છોકરા નબળાં પડી જવાથી તપાસ કરતે તેમના લોહીમાં સોડા, ચૂનો, લોહું, મૅગ્નેશિયમ તથા સિલિકા એટલાં તત્ત્વોની ખામી જણાઈ. આ તત્ત્વો તો ફળફળાદિમાં પુષ્કળ જથામાં હોય છે. તેમનાં માબાપ તેમને દૂધ પણ નહોતાં આપતાં. ડૉક્ટરે તેમને દૂધ આપવું શરૂ કર્યું ત્યારે તેઓ સારાં થયાં. તેમ ન કર્યું હોત તો તેઓ લાંબું જીવન કે નહિ તે શક પડતું છે. એકંદરે આહારની બાબતમાં દરેક જણને સરખો જરૂરિયાત નથી હોતી. એકને ફાયદો કરે તે જ બીજાને કાંઈ ગુણ ન દાખવે. એટલે કોઠાનું બંધારણ,

શરીરની સ્થિતિ, કામ કરવાના પ્રકાર અને બીજી રહેણીકરણી ઉપર ખોરાકની ભિન્નતાનો આધાર રહે છે, એ વાત લક્ષ બહાર જવી જોઈએ નહિ. તેમજ એકના એક માણસને વખતના તથા પરિસ્થિતિના ફેરફાર સાથે આહારનો ફેરફાર કરવાની પણ જરૂર પડે છે.

તોપણ ખોરાકની જુદી જુદી વસ્તુઓ સંખ્યાબંધ માણસો ઉપર અજમાવી જોવાથી કાંઈક વધારે જાણવાનું મળે એ નિઃસંશય છે. ચાલતી આવેલી પ્રથા બદલવી જ નહિ એવો ઘણાકનો આગ્રહ હોય છે; તે જ પ્રમાણે કાંઈક નવું કોઈએ લખ્યું કે કહ્યું કે તે પકડી લેવું, તેનો અમલ કરવો, અને ઘરનાં સહુ પર તેનો અનુચિત આગ્રહથી અમલ કરાવવો, એવા પણ ઘણા હોય છે. આવા પ્રશ્નો સંબંધે તેની નવીનતાથી તણાઈ જવું ન જોઈએ; કાંઈક વિચારપૂર્વક, અક્કલમાં બંધ બેસતી યોજના હોય તો ધીરે ધીરે અમલમાં મૂકવા પ્રયત્ન કરવો જોઈએ.

આ સર્વ હકીકત પરથી એટલું તો ફલિત થાય છે કે ખોરાકને સ્વાદિષ્ઠ બનાવવા ઉપર આપણે જેટલું ધ્યાન આપીએ છીએ તેટલું તેનું જે મુખ્ય કાર્ય છે—શરીરસંવર્ધનનું અને શરીરરક્ષણનું—તે બાબત પર ધ્યાન આપતાં નથી. રસોઇની કળામાં પ્રવીણ સ્ત્રીઓ ભાતભાતના રસોઇના પ્રકાર બનાવવામાં દક્ષતા અને નિપુણતા ધરાવે છે અને તે શોખ વધારી તે કળાને પરિપૂર્ણતાએ પહોંચાડે છે તે તેમને માટે માનભર્યું છે. પોતાનાં કુટુંબીજનને ખોરાક સારો અને રુચિકર જમાડવા માટે ખાસ કાળજી રાખવાની મોટી ફરજ ગૃહિણીની છે. પછી તે જાતે રાંધે અથવા રસોઈ કરનાર હોય તો તેને સૂચના આપે અને જાતિદેખરેખ રાખે, પણ ઘરનાં સર્વને સ્વચ્છ અને ભાવતું ભોજન જમાડવામાં જ મહાન સંતોષ રહ્યો છે તે અનુભવીઓ જ જાણે છે. પણ એટલેથી જ ગૃહિણીની ફરજની પર્યાપ્તિ થતી નથી: ઘરનાં દરેકને શું ભાવે છે એટલી જ દરકાર રાખી તેમના મનને

રાંધી–રંધાવી આપવું એટલેથી બસ નથી. કદાચ એથી તો ઘરનાંની જીભને માત્ર રસિયણ બનાવી આરોગ્યને હાનિ પહોંચે તેવે રસ્તે લઈ જવાય છે. અને એક વાર સ્વાદની ઇંદ્રિયને ઉત્તેજિત કરી તેને ટેવ પાડી એટલે પછી જરા પણ સાદું ભોજન રુચવાનું નહિ, અને એવું ઘણું સરસ રાંધનારાના ઘરના પુરુષો તો જમવા વખત લગભગ tyrants–જુલમગાર બની જાય છે આજ આ તીખું ઓછું છે ને આ પાતળું છે, આ મોળું છે ને આ ધોળું છે, એમ છણછણાટ કરનાર બની જાય છે જેમ સારું ખાય તેમ જીભ વધારે તેજ બને છે. આમ કહેવાની મતલબ એવી નથી કે જેવુંતેવું, જાડું–પાતળું, રસહીન, સ્વાદહીન, ટાઢું, કાચું–પાકું જમાડવું પણ સ્વાદની ઇંદ્રિયને સંયમમાં પણ રાખવાની જરૂર છે સાદો પૌષ્ટિક ખોરાક ખાવા–ખવડાવવા તરફ પણ દુર્લક્ષ ન કરવું. દરેક ગૃહિણીને પોતાનાં કુટુંબીઓમાંથી કોને કયાં તત્ત્વોની જરૂર છે એનું જ્ઞાન હોવું જોઇએ તે માટે ખોરાકના પદાર્થમાં કયાં તત્ત્વો રહેલાં છે તેની ખાસ માહિતી જોઇએ અને તે પછી જેને જેવો ઘટે તેવો ખોરાક આપવાની કાળજી રાખવી જોઈએ, કારણ કે તેમ ન થાય તો ખોરાક પોતાનું કાર્ય કરી શકતો નથી અને પરિણામે રોગ અને કાં તો જોઈએ તે કરતાં વધારે કે કાંતો જોઇએ તે કરતાં ઓછો ખોરાક અપાય છે રસોઇ તે રસાયન છે અને રસોઇના પદાર્થની રાસાયનિક પરીક્ષા પ્રત્યેક ગૃહિણીને હોવી આવશ્યક છે

જેમ પ્રત્યેક ગૃહિણીને કુટુંબીઓ માટે વધારેમાં વધારે યોગ્ય ભોજનવ્યવસ્થા કરવાની ફરજ છે તેમ તે ફરજમાં જો સરલતા થઈ શકતી હોય તો તેમાં સહાયતા કરવી એ કુટુંબીઓની ફરજ છે. સ્ત્રીએ જેટલું બને તેટલું કરી આપવું એ સ્વીકાર્યા પછી પુરુષોએ આના વગર ચાલે નહિ, પેલું તો કદી ન ખવાય, એવી ચડ બનતાં સુધી ન રાખવી જોઈએ. એક સ્ત્રી માંદી–લગભગ મરણપથારીએ હતી, તેનો ધણી, બીજાના હાથનું ભાવે નહિ તેથી તેની પાસે પથારી આગળ રાંધવાની

સામગ્રી અણાવી ન્ધાવી જમતો, એ ખરુ બનેલુ છે ફરજની પણ કોઈ હદ હોય, 'કૂકર' જેવી વ્યવસ્થાઓ ઘણા પુરુષો નાપસંદ કરતા હશે.—રસોઇ કરીને જમાડે માટે પૈસા ખર્ચી પરણ્યા હોય તે આવું સહન શેના કરે ?

ઉપર કહ્યુ તેવું રાંધ્યા વગરનું ભોજન તો માણસની તદુરસ્તી માટે પૂરતું છે એ સિદ્ધ કરવાનુ છે, પણ જેટલી વખત જમવુ જરૂરનુ છે તેટલી વખત રાંધેલુ ન જમાય તો તો ખુશીથી ચાલે. તેથી પણ વખત ને મહેનતનો બચાવ થાય જ, કદાચ પૈસાનો પણ થાય, પણ તો પછી પેલી રસિયણ જીભનુ શુ થાય ? અહીં સ્વીકારવુ જોઈએ કે સ્ત્રીઓને પણ ખાવાનો શોખ ઓછો નથી હોતો તેથી તેઓ પણ તેવુ સાદુ-માદુ ભોજન કદાચ ન પસંદ કરે ફરીથી ભાર દઇને કહેવાનુ કે રસોઈ કરીને અગર કરાવીને કુટુંબીઓને જમાડવા એ ભારે જવાબદારીભરેલી ફરજ ગૃહિણીની છે જ અને તેમાંથી છટકી જવાનો આ લેખનો હેતુ નથી. તદુરસ્તી, વખત, પૈસા, અને નોકરોથી સ્વતંત્રતા એ સર્વ લાભ થતો હોય તો આ બાબત વિચારવા જેવી તો છે જ.

[ 'મહિલા મિત્ર' (વાર્ષિક) પુસ્તક બીજુ, ૧૯૨૨ ]



# સર રતન તાતા ઈન્ડસ્ટ્રિયલ ઇન્સ્ટિટ્યૂટ, મુંબઈ

(સ્ત્રીઓના વહીવટથી ચાલતી પારસી સ્ત્રીઓ માટેની ઔદ્યોગિક સંસ્થા)

**થો**ડા દિવસ ઉપર સર રતન તાતાની ઉપર કહેલી સંસ્થા જોવાનો પ્રસંગ પ્રાપ્ત થયો હતો. તે સંબંધી માહિતી ઉપયોગી થઈ પડશે એમ માની આ લખું છું.

આ સંસ્થા પારસી સ્ત્રીઓનું 'સ્ત્રી જરથોસ્તી મંડળ' ચલાવે છે એટલે તમામ વહીવટ સ્ત્રીઓને હસ્તક છે. શરૂઆતમાં સને ૧૯૦૩માં માત્ર શીવણવર્ગો ગરીબ પારસી સ્ત્રીઓ માટે ચાલુ કરેલા, તેનો વિકાસ થઈ આજે લાખો રૂપિયાની લેવડદેવડ કરતી એક સંગીન સંસ્થા, જોનારને આનંદાશ્ચર્યમાં નાંખે છે. આજે તેમાં (૧) રસોઈ અને મીઠાઈ બનાવવાનું, (૨) ચોકલેટ, મુરબ્બા તથા માખણ બનાવવાનું, (૩) હાથનું ભરત, (૪) સંચાનું ભરત, (૫) શીવણકામ, (૬) હાથવણાટ, (૭) કપડાં ધોવાનું કામ, (૮) કાપડ રંગવા તથા તે પર છાપવાનું, (૯) હાથે ચીતરેલાં કાર્ડ બનાવવાનું, એમ જુદાં જુદાં ખાતાં ચાલે છે. આ સર્વમાં થતું કામ કેટલી ઊંચી કોટીનું છે તેનો નજરે જોયા વગર ભાગ્યેજ ખ્યાલ આવે તેમ છે. અતિ સ્વચ્છ રીતે થતી રસોઈ, મીઠાઈ, માખણ, મુરબ્બા વગેરે બનાવવાની વ્યવસ્થા ખરેખર પ્રશંસાપાત્ર છે. મુંબઈ શહેરમાં દૂર રહેઠાણોથી નોકરીધંધે આવનાર તેમજ બીજી કૌટુંબિક મુશ્કેલીઓવાળાને ઉત્તમ પ્રકારનું ભોજન પૂરું પાડવાનું કામ આ સંસ્થાએ ઉપાડેલું છે, અને એવાં સેંકડો 'ભાણાં' એમના તરફથી દરરોજ મોકલાવાય છે. વરદી અપાયેલી પાર્ટીઓ અને મેળાવડા માટે

કેક, બિસ્કિટ, ભજિયાં, પાતરાં, સેવ, ગાંઠિયા, ચેવડો, વેફર વગેરે મીઠાઈ–ફરસાણુ સારામાં સારાં અને બજારભાવે ત્યાંથી મેળવી શકાય છે. એ માલ જરા પણુ મોંઘો નથી એ ધ્યાનમાં રાખવા જેવું છે. ડૉક્ટરોની સલાહ પ્રમાણે આરોગ્યને લાભકારક એવી યોજનાવાળાં ભાણાં ત્યાંથી મોકલવામાં આવે છે.

હાથથી તેમજ સંચા પર થતું ઝીક, કસબ અને રેશમનું ભરતકામ એટલું તો સુંદર, કળામય અને આકર્ષક છે કે નમૂનાઓ પરથી નજર ખસેડવી ગમે તેમ નથી. આ કામ કંઈક મોંઘું છે, પરંતુ તેમાં કામ કરનારને સારા રોજ આપવા પડે છે. ઝભલાં, બ્લાઉઝ, ચણિયા, સાડીઓ, સાડીની કિનારો, ટોપીઓ વગેરે અસંખ્ય વિવિધ પ્રકારના નમૂના જોવા મળે તેમ છે ભરત ભરેલી તેમજ સાદી પહેરવેશની ચીજો ત્યાં જ વેતરાય અને સિવાય છે, અને સંખ્યાબંધ સંચાઓ પર કામ ચાલી રહેલું જોવામાં આવે છે. આ કામ પણુ ઘણું જ સ્વચ્છ અને ઉત્તમ પ્રકારનું છે.

લૂગડાં ધોવાનું કામ શાસ્ત્રીય પદ્ધતિથી થાય છે. રેશમી કસબી અને ભરત કામનાં લૂગડાં સફાઈથી નવાં જેવાં થયેલાં હોય છે. કપડાં રંગવાનું કામ પણુ માપ તોલ સાથે વૈજ્ઞાનિક રીતે કરવામાં આવે છે, અને લાકડાંનાં બીબાંથી ભાતભાતનું કાપડ છાપી આપવામાં આવે છે. છાપવાનું કામ કોઈ કારીગરની કળાને હદ વે તેવું હોય છે.

વણાટખાતું પણુ હાથની સાળોથી ચલાવાય છે તેમાં ટુવાલ, નેપ્કિન, ડસ્ટર, કોટ તથા ખમીસનું કપડું વગેરે વણાય છે. જાડું કાપડ એકંદરે તૈયાર થાય છે. મિલનું સૂતર વપરાય છે.

આ જમાનામાં સરઅવસરે અભિનંદનનાં કાર્ડો, પત્રો મોકલવાનો રિવાજ છે, તે માટે અહીંની બહેનો હાથે ચીતરી તે તૈયાર કરે છે. હિંદી કળાના નમૂના આમાં વિશેષતા ધરાવે છે.

આ સર્વ ખાતાંની વ્યવસ્થા પગારદાર તેમજ માનાર્હ બહેનો કરે

છે. કામ કરવા આવનાર બહેનોને તેમના કામ તેમજ લાયકાત મુજબ દરરોજના આઠ આનાથી બે રૂપિયા સુધી રોજ મળે છે. તે ઉપરાંત બે વખત ચા નાસ્તો તથા એક વખતનું ભોજન પણ સંસ્થાના ખર્ચે અપાય છે. વળી પરામાંથી આવતી બહેનોને રેલવેના પાસ પણ સંસ્થા જ આપે છે. લગભગ ચારસો સ્ત્રીઓની જંગી ફોજ આ સંસ્થાનો લાભ લઈ પોતાનો નિર્વાહ સ્વતંત્ર રીતે ચલાવી રહી છે. ઇન્સ્ટિટ્યૂટ તરફથી એક હોસ્ટેલ પણ ચાલે છે. બે આલીશાન મકાનો સંસ્થાનાં પોતાનાં છે, જેમાં આ સર્વ કામ થાય છે.—રસોડામાં ગૅસ અને વીજળીનો ઉપયોગ થતો હોવાથી સ્વચ્છતા અતિશય રહે છે.

સ્ત્રીઓની બનાવેલી ચીજો, ખાવાની વરદીઓ વગેરેની વાર્ષિક ઊપજ અઢી લાખથી ઉપરની થાય છે. તે સાથે આ સર્વને ખોરાકી તેમજ કામ કરનારને રોજ આપવામાં પણ પુષ્કળ ખર્ચ થાય છે. લગભગ પંદર હજાર રૂપિયા ગરીબ વિદ્યાર્થીઓને સ્કૂલ ફી, મફત ભણ્યું, દૂધ, ગરીબ સ્ત્રી બાળકોને દવા, હવાફેર વગેરે પાછળ ખરચાય છે.

સ્ત્રીઓને પગભર કરવા ઉપરાંત તેમને ઉપર મુજબની જાતજાતની મદદ આ સંસ્થા તરફથી મળે છે. વળી જે દુઃખી બહેનો હોય તેમને મળી તેમનાં દુઃખ દૂર કરવા માટેની એક ખાસ કમિટી છે, જે એ દિશામાં કામ કરે છે. સંસ્થાનાં પચાસથી ઉપર સભ્યોનાં સભ્યો વારાફરતી ત્યાં આખો દિવસ જઈ વ્યવસ્થા પર દેખરેખ રાખે છે. સ્વતંત્રના, સ્વાવલંબન અને સેવાભાવનું વાતાવરણ ફેલાવતી બેત્રણ લાખ રૂપિયાની ઊથલપાથલ કરતી, કામ કરનાર તેમજ કરાવનારને સંતોષ આપતી, ઉત્તમ કારીગરી કરતી આ અજોડ સંસ્થા સ્ત્રીશક્તિ તથા પારસી સખાવતનો શ્રેષ્ઠ નમૂનો છે એનું અનુકરણ જ્યાંત્યાં થાય એ ઇચ્છવા જેવું છે.

[ 'જ્યોતિર્ધર' વર્ષ ૪, ૨૭–૭–૧૯૪૦ ]

★

# સ્ત્રીઓનો કાર્યપ્રદેશ*

**સ્ત્રી**જાતિને લગતા એક અપ્રતિમ પુસ્તકનો આ અનુવાદ છે એ અનુવાદ સરલ અને સરકારી ભાષામા કરેનો છે અસન પુસ્તકનો અક્ષરે અક્ષર તરજૂમો નથી કેટલીક આપણે માટે નકામી એવી વિગતો પડતી મૂકી છે અને આ દેશને લગતી હકીકતોનો યોગ્ય સ્થળે સમાવેશ કર્યો છે આ રીતે ગુર્જર વાચકોને મનગમતુ અને ઉપયોગી પુસ્તક રચનાનો પ્રયત્ન અનુવાદકે કર્યો છે અલબત્ત, એમાં વર્ણવેલી હકીકતો મુખ્યત્વે યુરોપને માટે જ છે અને કદાચ અહીં તેવી સ્થિતિ ન હોવાથી વધારા પડતી કે નકામી લાગે, પરતુ એ દિશામાં યુરોપની સ્થિતિ શી છે અને તે માટે વિચાર કરનારે કેટલો ભારે શ્રમ વેઠી પુસ્તક રચ્યુ છે તે જાણવાનુ સાધન મળે છે આપણા દેશમાં બનતી અથવા અહીં સભવિત હકીકતો જ જાણવામાં પર્યાપ્તિ નથી અને સારી દુનિયાની પ્રવૃત્તિઓની માહિતી મેળવવાનો આપણો પ્રયાસ હોવો જોઈએ વળી જે વેગથી જગત આગળ વધે છે તે જોતાં આ પુસ્તકમાં વર્ણવેલા પ્રશ્નો એના એ નહિ તો કાંઈક ભિન્ન સ્વરૂપમાં આપણા દેશ સામે પણ ખડા થવા સભવ છે યુરોપની સ્થિતિ અને વલણો પરથી આપણને ઘણું જાણવાનુ અને શીખવાનુ મળે તેમ છે, એ વાતની કોઈથી ના પાડી શકાય તેમ નથી. એ રીતે એક ઉપયોગી માહિતીવાળુ અને દીર્ઘ વિચારોથી ભરપૂર પુસ્તક ગુજરાતી ભાષામાં ઉમેરાયુ છે

---

* સ્ત્રીઓનો કાર્યપ્રદેશ-[ અનુવાદ કરનાર રા મણિલાલ છોટાલાલ પારેખ, બી એ., પ્રકાશક, ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, અમદાવાદ, કિંમત આઠ આના ]

પુસ્તકની મૂળ લેખક ઓલીવ શ્રીનર નામે બાઈ છે, અને અંગ્રેજી સાહિત્યમાં તે બાઈનું સ્થાન ઊંચું છે. તેનાં પુસ્તકો વિવિધ પ્રકારનાં છે. આ પુસ્તક સ્ત્રીજાતિને લગતા મહાન પ્રશ્નોનો ઉકેલ કરવાના શુભ હેતુથી લખાયુ છે. સ્ત્રીજાતિના પ્રશ્નોનો વિચાર ઓગણીસમી સદીનો છે સ્ત્રીઓની અવગણના પાછલા જમાનાઓમાં થયેલી તે દૂર કરી સ્ત્રીઓને યોગ્ય સ્થાન પ્રાપ્ત કરાવવા માટે એ વિચારની શરૂઆત થઈ સ્ત્રીઓનુ લક્ષ તે તરફ દોરાયુ અને પરિણામે સ્ત્રીશિક્ષણના પ્રયત્નોનો આરંભ થયો યુરોપમા આથી સ્ત્રીજાતિના જ્ઞાનનો વિકાસ થતાં woman movement—સ્ત્રીઓની પ્રગતિ, સ્ત્રીઓના ઉદ્ધારના માર્ગ આદરવામાં આવ્યા. અમેરિકામાં પણ તે જ પ્રમાણે એ હિલચાલ બળવતી થઈ અને તે બધાંની છોળો આપણા દેશને પણ વાગવા લાગી. હિંદમા પણ સ્ત્રીઓ યોગ્ય સ્થાન પામે, તેમનો ઉદ્ધાર થાય, તેમને અજ્ઞાનમાંથી બહાર કાઢવામાં આવે તો જ પ્રજાની ઉન્નતિ થાય એ સત્ય દેશહિતેચ્છુઓની દૃષ્ટિ સમક્ષ ખડું થયુ અને એ સર્વ અનિષ્ટના મુખ્ય નિવારક તરીકે સ્ત્રીશિક્ષણનો પ્રારંભ થયો. શરૂઆતમાં તે માટે વિરોધ દર્શાવાયો, પણ વખત જતાં તે શમવા લાગ્યો અને સ્ત્રીશિક્ષણની મહત્તા સર્વત્ર સ્વીકારાઈ. હજી હિંદુસ્તાનમાં અભણ સ્ત્રીઓની ઘણી મોટી સખ્યા છે, પરંતુ એક વાર સ્ત્રીશિક્ષણની શરૂઆત થઈ છે તો મોડાંવહેલાં સ્ત્રીઓ સુશિક્ષિત થશે એ નિસંશય છે અત્યારે પણ સ્ત્રીજાતિના પ્રશ્નો વિચારનાર અને તે માટે શ્રમ કરનાર સ્ત્રીઓ દેશના દરેક ભાગમાં છે

આ પુસ્તક અંગ્રેજ બાઈએ લખેલું હોવાથી તેનાં દૃષ્ટિબિન્દુઓ અંગ્રેજનાં હોય એ સ્વાભાવિક છે સ્ત્રીઓની અતિ પરાધીનતાને પરિણામે reaction અર્થાત્ પ્રત્યાઘાતરૂપે સ્ત્રીજાતિમાંથી એવો એક વર્ગ યુરોપમાં નીકળ્યો છે જેને feminist નામે ઓળખવામા આવે છે. સ્ત્રીજાતિને લગતા પ્રશ્નોમાં તેઓના અભિપ્રાય બીજી છેડે જનારા

છે. સ્ત્રીજાતિ તે પુરુષની પાસેથી કોઈ જાતનું માન માગતી નથી, પોતા પ્રત્યે પુરુષોનો પૂજ્ય ભાવ ઈચ્છતી નથી, પુરુષો પાસે રક્ષણની અપેક્ષા નથી રાખતી, અને અત્યારે જેવી પુરુષોની જનસમાજમાં સ્થિતિ છે તેવી જ પોતાની સ્થિતિ હોવી જોઈએ, એમ માને છે. સરખા હક કરતાં પણ તેઓ આગળ ગઈ છે અને ત્યાંસુધી લગ્નની ધૂસરીમાં ન પડવું એવું પણ તેમાંની કેટલીકને મતે છે અને લગ્ન કરવાં તો પુરુષે સર્વ રીતે સંસારમાં સ્ત્રીની ઈચ્છા પ્રમાણે જ વર્તવું જોઈએ એમ માને છે. દરેક સ્ત્રી સ્વતંત્ર થાય, પોતાના ગુજરાનનું સાધન મેળવે અને પુરુષની ઓશિયાળી ન રહે એવી શિક્ષણની યોજના કરનાર તથા તેવા ધંધામાં પડવાના વિચારવાળી તેઓ છે, એ feminist પંથ તે woman movement નો અંતિમ છેડો છે. અને તેના સમર્થનમાં તે મતની બાઈઓએ અનેકાનેક પુસ્તકો લખ્યાં છે. સ્ત્રીઓના મતાધિકાર માટે પણ તેઓએ અને સ્ત્રીજાતિની ઉન્નતિ માટે પ્રયત્ન કરનાર અન્ય સ્ત્રીઓએ અપૂર્વ અને યોગ્યાયોગ્ય પ્રયાસ કર્યો અને અંતે ઈંગ્લાંડમાં સ્ત્રીઓ મતાધિકાર મેળવવા સમર્થ થઈ.

સ્ત્રીને રાજકીય હકો પ્રાપ્ત થાય તો સ્ત્રીવર્ગનાં ઘણાં અનિષ્ટોનો સહેલાઈથી નાશ થાય. તેનાથી, કાયદામાં તેમને ઘટતું સ્થાન મળે અને સ્ત્રીઓ જાણે કોઈ હીનતા પ્રકારનાં પ્રાણી હોય એમ ઘણી વાર તેમને રાજકીય, ધાર્મિક અને નૈતિક બાબતોમાં ગણવામાં આવે છે તે ઘટના દૂર થવાનો સંભવ છે. તેથી જ મતાધિકારને આટલું બધું મહત્ત્વ આપવામાં આવે છે. સ્ત્રીજાતિની ઉન્નતિના એક મહાન હથિયાર તરીકે એની કિંમત છે. એ હક સ્ત્રીઓનો દરજ્જો વધારવામાં સહાયભૂત થશે એ નિર્વિવાદ છે.

આ પુસ્તક લખનાર બાઈ કેવળ ઉદ્દામ મતની નથી, feministના મતોમાંથી જે યોગ્ય હોય તે જ તેને સંમત છે. સ્ત્રીઓની સ્થિતિ માટે તેણે અત્યંત મનનપૂર્વક વિચાર કરેલા છે અને

કેટલાંક સામાન્ય મનાતાં સત્યો અને પ્રચલિત અભિપ્રાયોનાં મૂળ ઊંડા મથનથી શોધી બહુ ગભીર વિચારસૃષ્ટિ ઊભી કરી છે. તેણે દરેક પ્રશ્નને સર્વ દૃષ્ટિબિન્દુથી ચર્ચ્યો છે અને ઘણી ઉદારતાથી તેનું અવલોકન કર્યું છે. વળી સ્ત્રીજીવનના ઇતિહાસ પર અવનવો પ્રકાશ પાડ્યો છે. તેણે એવું પુરવાર કરવાનો પ્રયત્ન કર્યો છે કે પ્રાચીન જમાનામાં સ્ત્રી તથા પુરુષ બંનેને સખત મહેનત કરવી પડતી. દરેક જણને પોતાના ખોરાક વગેરે માટે આખો દહાડો મહેનત કરવાની હતી, સ્ત્રીને પણ ઘરમાં તેમજ બહાર તન રગડવું પડતું. સમાજસ્થિતિનું પરિવર્તન થતાં પુરુષોના કામમાં ઓછા માણસની જરૂર પડવા લાગી અને સ્ત્રીના કામનો કેટલોક ભાગ પુરુષોએ લીધો અને તે પછી વળી એનાથી આગળ જનસમાજ વધવાથી યંત્રો દાખલ થયાં ને હાથની મહેનતનું ક્ષેત્ર નાનું થતું ગયું. આ યંત્રોમાં મોટે ભાગે પુરુષોની મહેનત હોય છે. આને પરિણામે સ્ત્રીઓને મહેનતનાં કામ ઓછાં થઈ ગયાં અને જે સ્ત્રી પોતાના ઘરમાં પુરુષ જેટલી જ મહેનત કરી તેની સમભાગી બનતી હતી તે માત્ર પુરુષના વિલાસના સાધન તરીકે આજીવિકા મેળવવા લાગી પરિણીત જીવનમાં પુરુષની કમાઈ પર તેનો એટલા પૂરતો જ હક હતો, બીજાની કમાઈ પર જીવવાના અનિષ્ટ પરિણામો સ્ત્રીજીવનમાં દાખલ થયાં અને સ્ત્રીઓની અધોગતિ થઈ. જનસુધારણા પાછી પ્રાચીન સ્થિતિમાં લઈ જઈ શકય કે ઇષ્ટ નથી, પણ જે પરિસ્થિતિ આવી છે તેને અનુકૂલ સ્ત્રીઓને શ્રમનાં સાધન મળવાં જોઈએ; તેઓ પોતાના શ્રમથી મેળવેલી વસ્તુનો ઉપભોગ કરે એ પ્રમાણે થવું જોઈએ. સ્ત્રીઓ જોઈએ તો લગ્ન કરે ને જોઈએ તો ન કરે, પણ દરેક સ્થિતિમાં તે પુરુષની ઓશિયાળી ન હોવી જોઈએ. આર્થિક સ્વાતંત્ર્ય એટલે તે પણ પોતાની મહેનતનું ફળ મેળવે એ સ્થિતિ હોવી જોઈએ. પુરુષ પોતાના પ્રેમના પાત્ર તરીકે સ્ત્રીને ગમે તેટલું માન આપતો હોય, પોતાનાં ધનદોલત સર્વસ્વ તેના પર કુરબાન કરતો હોય તો તે શેનો બદલો છે તે વિચાર કરી જોતાં ઘણે ભાગે એમ જ જણાશે કે સ્ત્રી

પુરુષને વિષયસુખ પૂરું પાડે છે તેટલા માટે તેના પર આ કુરબાની થાય છે. તેને માટે પ્રેમ એવું ઉચ્ચ નામ અપાય છે પણ તેમાં અંતર્ભૂત પ્રબળ લાગણી ઉપર કહી તે જ છે. તેને બદલે જો જીવનનાં સર્વ પુરુષનાં કાર્યોમાં સ્ત્રીઓ યોગ્ય હિસ્સો લે અને પછી પુરુષના સર્વસ્વની અધિકારી બને એ સ્થિતિ થાય તો જ સ્ત્રીઓની અધોગતિ બદલાય. જે પ્રજાની સ્ત્રીની દશા અવનત થઈ તે પ્રજા મોડીવહેલી અવનત થવાની, કારણ કે સ્ત્રી પ્રજાની જનેતા છે અને તેના શારીરિક, માનસિક અને નૈતિક તેમજ ધાર્મિક વિકાસના સંસ્કારો તેની સંતતિમાં પડવાના એ ચોક્કસ છે. માટે સ્ત્રી જાતિની અવનતિ દૂર કરવા માટે અવિશ્રાન્ત પ્રયત્ન કરવા જોઈએ, જેથી સ્ત્રીઓ પોતાનું યોગ્ય સ્થાન પામે અને પ્રજાનો અધઃપાત થતો અટકે.

આ પ્રમાણે લેખકનો મત છે. અને એક આદર્શ તરીકે તે પરિપૂર્ણ છે એ એમ કહીએ તો ચાલે; પરંતુ વ્યવહારમાં તે કેટલે દરજ્જે અમલમાં મૂકી શકાય તે જોવા જેવું છે. પ્રથમ તો સર્વ સ્ત્રીઓને શિક્ષણ પુરુષને અપાય છે એટલી જ ખંતથી અપાવું જોઈએ. તે ઉપરાંત તેને ઉચ્ચ કેળવણી આપવી જોઈએ. તેમજ જરૂર પડે પોતાનું એકલી ગુજરાન કરી શકે એવું શિક્ષણ પણ તેને મળવું જોઈએ. એટલું પ્રયત્ને પણ બની શકે, પણ ગૃહજીવનની સાથે બહારની મહેનત કેટલે અંશે સફળતાથી થઈ શકે એ પ્રશ્ન ઊભો થાય છે. આગળ પણ સ્ત્રીઓ ઘર ચલાવતી અને ખેતરનાં કામ કરતી. હજી પણ સ્ત્રીવર્ગનો કેટલોક ભાગ બહારનું કામ તેમજ ઘરનું કરે છે પણ તેમ કરવામાં કેટલેક દરજ્જે તેમનાં ઘર અને બાળકોને પડતાં મૂકવાં પડે છે. પુસ્તક લખનારનો મત એવો છે કે બાળકોને જન્મ આપવાનું અને ઉછેરવાનું કામ એવું નથી કે તે કરનાર બીજી કાર્યપ્રવૃત્તિ ન કરી શકે. તે કહે છે કે અમો સ્ત્રીઓ એ પણ કરીશું અને બહારનું પણ કરીશું. સર્વ પ્રકારનાં કામ કરીશું; પણ વિલાસના સાધન તરીકે ગણી અમને જે સોનાની બેડીઓ નાંખી છે તે દૂર કરીશું. અલબત્ત, સુખસામગ્રી અને

વૈભવમાં રચ્યાપચ્યાં રખાઈ પુરુષ વર્ગની જે પરાધીનતા સ્ત્રીઓ વેઠે છે અને પોતે સ્વતંત્રતાની આહુતિ આપે છે એ સ્ત્રીવર્ગને સાલે એમાં આશ્ચર્ય નથી, પણ એ દૂર શી રીતે થાય એ સવાલ સહેલો નથી. સ્ત્રીઓ પોતે કમાય એટલે આ સર્વ સ્થિતિ બદલાઈ જાય એ બનતું નથી એ તો આપણે જોઈએ છીએ. મજૂરવર્ગ અને બીજા વર્ગની સ્ત્રીઓ વૈતરું કરી પુરુષની કમાઈમાં ઉમેરો કરે છે તે વર્ગમાં સ્ત્રીઓ વધારે ઇષ્ટ સ્થિતિમાં છે? આળસ, એશ અને પારકાને આધારે રહેવાથી કોઈ પણ મનુષ્યનું અધઃપતન થાય એ સ્વાભાવિક છે. તો જનસમાજમાં કેવા પ્રકારની કામની વહેંચણી થાય જેથી સ્ત્રીઓ પોતાનાં ઘર તથા બાળકોનાં સર્વ કાર્ય કરે અને સાથે પુરુષને મદદરૂપ થાય, જેથી તે પોતાની સ્ત્રી તરીકેની માત્ર શક્તિ ઉપર જીવતી નથી એમ તેને ભાન થાય. લેખક પણ સ્ત્રીપુરુષમાં અસમાનતા દૂર કરી એક કક્ષામાં તેઓ આવે અને અન્યોન્ય અપૂર્ણતા પૂરી કરી પરિપૂર્ણતા સાધે એમ કહે છે, દરેક ધંધો, દરેક સાધન સ્ત્રીઓ પ્રાપ્ત કરે એમ ઇચ્છે છે. સ્ત્રીઓ બધાં કામ કરવાને સમર્થ થશે–જો તેમના અંતરાય દૂર થશે તો–એ વાત સત્ય છે; અને જ્યાં જ્યાં અખતરા કરવામાં આવ્યા છે ત્યાં ત્યાં સ્ત્રીઓએ સફળતા મેળવી છે તેમને અવકાશ ન આપ્યો હોય એવાં કાર્યો તે નહિ કરી શકે એમ માની લીધું છે એમ ધીરે ધીરે સિદ્ધ થતું જાય છે. એ પણ અનુભવની વાત છે છતાં અમને કાર્ય કરવાનું આપો; અમે મહેનત કરવા ઇચ્છીએ છીએ એટલું સ્પષ્ટ કહેવાથી કર્તવ્યના માર્ગનું દિગ્દર્શન થતું નથી

લેખક જાતે જ કહે છે કે આ પુસ્તકમાં ઘણી ત્રુટિઓ છે. ખાસ કરીને અસલ પુસ્તક બળી જવા પછી સ્મરણ પરથી ફરી લખેલો કેટલોક ભાગ જ આ છે એ વાત ધ્યાનમાં રાખવાની છે. તે ઉપરાંત આવાં પુસ્તકો બીજાને વિચાર કરવાની વસ્તુ પૂરી પાડે એ તેની સફળતા છે. આ પ્રશ્ન પર–લેખકે પોતે સતત વિચાર કરી તેનો અભ્યાસ

કરી જે નિર્ણયો દર્શાવ્યા છે તે સર્વ વિચારકો માટે સામગ્રીરૂપ છે. એમાંથી ઘણું જાણવાનું કે વિચારવાનું મળે તેમ છે.

આ જમાનામાં ઘણી સ્ત્રીઓ યુરોપ, અમેરિકામાં–ક્લાર્ક–ટાઈપિસ્ટ તરીકે તેમજ ટપાલખાતાં, તારખાતાં અને બીજાં ખાતાંમાં નાની નાની નોકરીઓ કરે છે અને કુંવારી કે અનાથ સ્ત્રીઓ આથી કરીને પોતાના કુટુંબને ભારરૂપ થતી મટે છે. પણ તે સાથે તેમના તે જીવનમાં કેટલાંક જોખમો રહેલાં છે. ફેમિનિસ્ટો કહે છે કે અમે એવો જનસમાજ ઈચ્છીએ છીએ કે સ્ત્રીજાતિને પુરુષવર્ગ તરફથી ભયનું કારણ ન રહે. ખરેખર એ સ્થિતિ તો આ દુનિયા દુનિયા રહેશે અને તેના પુરુષો પુરુષો રહેશે ત્યાંસુધી આવવાનો સંભવ જણાતો નથી. પણ એટલું તો ખરું જ છે કે જેમ સ્ત્રીઓ છૂટથી ફરતી હરતી થાય, ધંધામાં પડતી થાય અને તેમને લિંગભેદના દષ્ટિબિંદુના જોવામાં ન આવે તેમ તેમ એ જોખમ કેટલેક અંશે ઓછું થાય અને તે જ માર્ગે ઓછું થવા સંભવે છે બાકી પડદે રહેનાર બાઈઓ પોતાનું સ્ત્રીજાતિત્વ કોઈ પણ સમય ભૂલી શકતી નથી તેમજ તે વર્ગના પુરુષો એ કારણથી સ્ત્રીઓને મનુષ્યો નહીં પણ સ્ત્રીજાતિ વિશિષ્ટ હરદમેશ ગણે છે. લિંગભેદ તેમના મનને છોડી શકતો નથી.

ઉપર કહ્યું તેમ ધંધામાં સ્ત્રીઓને જોખમ છે, પણ સાથે સ્ત્રીજાતિને એ જાતનાં જોખમોથી મુક્ત થવાનો માર્ગ પણ એ જ છે; છતાં એ જોખમ વહોરવા જેવું છે કે કેમ એ પણ નિશ્ચિતતાથી કહી શકાય નહિ

એ વિચારો એકદમ કાઢી નાખવા જેવા નથી. એના થોડા ભાગનો આપણામાં કોઇએ એ સંબંધે અભ્યાસ કર્યો હશે, જેઓ સર્વથા એમને સંમત નહિ થતા હોય તેઓ પણ લેખકના મત વિચારપૂર્વક લેવા છે એ સ્વીકારશે. ૯૮. એક ધર્મકૃત્ય જેવી ખંત અને ચીવટથી આવા મહત્ત્વના પ્રશ્નનું નિરાકરણ થાય, હૃદયની લાગણી-પૂર્વક તે સંબંધે અભિપ્રાય બંધાય; માત્ર academic-વાદના વિષયની દૃષ્ટિથી નહિ પણ જીવન્ત સહાનુભૂતિથી સ્ત્રીજાતિ સંબંધે સ્ત્રીઓ તેમજ પુરુષો બંને ધર્મના વિચારોની આપ લે કરે તો ભવિષ્યમાં કોઈ કાળે સ્ત્રીજાતિ પોતાને ઇષ્ટ દશાને પામશે.



# યુદ્ધો બંધ થવાં જ જોઈએ

છેલ્લું મહાન વિશ્વયુદ્ધ ૭ વર્ષે અટક્યું. અને ત્યાર બાદ સુલેહની શરતો વગેરે માટે પરિષદો ચાલે છે. મોટાં રાષ્ટ્રો પોતપોતાના હિતમાંથી જતું કરે નહિ ત્યાં સુધી એકમત થવાનો નહિ ને શાંતિની આશા રહેવાની નહિ. એક રાષ્ટ્રને તેલના કૂવા જોઈએ, બીજાને વાહનવ્યવહારના રસ્તા જોઈએ, ત્રીજાને વેપારની સગવડો જોઈએ, વળી યુદ્ધ માટે કેન્દ્રો જોઈએ, એમ અનેક જરૂરિયાતોની સતત માગણીઓ પૂરી પાડવાનું અને એનો સંતોષકારક નિવેડો લાવવાનું મહામુશ્કેલ છે. એટલે આગેવાનો જે નિર્ણય કરશે તેમાં ભવિષ્યના વિગ્રહનાં બીજ રહેલાં જ હશે એમ ઘણાઓની માન્યતા છે.

માણસ માણસ મટીને દેવ થાય તો તેનાં લોભ, લાલચ, ઈર્ષ્યા વગેરે નષ્ટ થાય અને લડાઈનો અંત આવે, પરંતુ એ શક્યતા છે જ નહિ. ઘણા ધર્મધુરંધરોનું માનવું એવું છે કે દુનિયામાંથી ધર્મનો લોપ થતો જાય છે જેથી યુદ્ધો પ્રવર્તે છે. આમાં તથ્ય છે. ધર્મની–પ્યારા ધર્મની–ભાવના સતેજ હોય એટલે ઈશ્વરનાં સરજાવેલાં મનુષ્યો સર્વ સમાન છે, તો યુદ્ધ સંભવે જ નહિ. પશ્ચિમના દેશોમાં સંહારનાં સબળમાં સબળ સાધનો ઉત્પન્ન કરવા માટે જે પ્રયાસો થઈ રહ્યા છે તે જનસુધારણાને–Civilizationને ખરેખર લાંછનરૂપ છે જગતનું એ ' સિવિલાઇઝેશન ' પ્રજાઓને ક્યાં લઈ જશે એ કહેવું મુશ્કેલ છે.

વિજ્ઞાનનો આવો દુરુપયોગ એ વિદ્યાના ઉપાસકોને તિરસ્કાર પાત્ર બનાવે છે. આ અંગે ગયા યુદ્ધને લગતી એક નાટિકા વાંચેલી યાદ આવે છે. તેનો સાર એ હતો કે દુશ્મનોનો વહેલામાં વહેલો અને વધારે સંખ્યામાં કેવી રીતે નાશ કરવો તેનું તત્ત્વ શોધવા એક વિજ્ઞાની રાતદિવસ લેબોરેટરી ( પ્રયોગશાળા )માં કામ કરતો. એની સાથે એની બહેન રહેતી. આ પ્રયોગો એક દિવસ પૂર્ણ થયાનું ભાઈએ બહેનને હર્ષપૂર્વક જાહેર કર્યું. તે જ દિવસે બહેનને સમાચાર મળ્યા કે પોતાનો એકનો એક પુત્ર લડાઈમાં માર્યો ગયો. આ આઘાતથી બહેનના હૃદયને એટલી બધી દુઃખની લાગણી થઈ અને સાથે પોતાનો ભાઈ સંહારનાં સાધનો બનાવી ગર્વ લે છે તેના પર એટલો ક્રોધ ચડ્યો કે તેના પ્રયોગના ફલરૂપી ગૅસ કે દવા જે હોય તેનો નાશ કર્યો અને પોતાના ભાઈનું ખૂન કરી પોતે આપઘાત કરી મૃત્યુ પામી. આ તો કલ્પિત વાત છે, પરંતુ યુદ્ધ રોકવા માટે કાંઈ તો પગલાં લેવાવાં જોઈએ ધર્મ-ગુરુઓએ યુદ્ધથી તટસ્થ રહેવું જોઈએ. પોતાની પ્રજાનાં હથિયારને આશીર્વાદ આપવા તેનો અર્થ દુશ્મનની પ્રજાનો વિનાશ ઇચ્છવો એ જ થાય. ઈશ્વરના રાજ્યમાં મારામારી, કાપાકાપી, દુશ્મનાવટ ને સંહાર વૃત્તિને સ્થાન ન હોય એમ ધર્મગુરુઓ સમજાવે એ તેમની ફરજ છે.

બીજી મહત્ત્વની સૂચના એ છે કે જગતભરની સ્ત્રીઓ એવા નિશ્ચય પર આવે કે International Conference of World Women ( જેની બેઠક હાલ ચાલે છે ) તેના સરખી સંસ્થાના ઠરાવથી કોઈ સ્ત્રી પોતાના પતિ, પુત્ર કે ભાઈ વગેરેને શસ્ત્ર ધારણ કરી યુદ્ધમાં જોડાવા દેશે નહિ દેશભક્તિના ખોટા ખ્યાલથી દોરાઈ યુદ્ધમાં સાથ ન આપવા દુનિયાની એકેએક બહેનની સહી લેવી આ પ્રયત્ન શ્રદ્ધાપૂર્વક કરવાથી કોઈ દિવસ શુભ પરિણામ આવશે. વીરત્વની અયટિન ભાવનાથી જુવાન વર્ગ દોરાઈ જઈને, મરવું કે મારવું એ સૂત્ર સ્વીકારે છે, તેને એ ભ્રમ સમજાવવો એ સ્ત્રીવર્ગનું કર્તવ્ય છે.

# યુદ્ધો બંધ થવાં જ જોઈએ

છેલ્લું મહાન વિશ્વયુદ્ધ ૭ વર્ષે અટક્યું. અને ત્યાર બાદ સુલેહની શરતો વગેરે માટે પરિષદો ચાલે છે. મોટાં રાષ્ટ્રો પોતપોતાના હિતમાંથી જતું કરે નહિ ત્યાં સુધી એકમત થવાનો નહિ ને શાંતિની આશા રહેવાની નહિ એક રાષ્ટ્રને તેલના કૂવા જોઈએ, બીજાને વાહનવ્યવહારના રસ્તા જોઈએ, ત્રીજાને વેપારની સગવડો જોઈએ, વળી યુદ્ધ માટે કેન્દ્રો જોઈએ, એમ અનેક જરૂરિયાતોની સતત માગણીઓ પૂરી પાડવાનું અને એનો સંતોષકારક નિવેડો લાવવાનું મહામુશ્કેલ છે. એટલે આગેવાનો જે નિર્ણય કરશે તેમાં ભવિષ્યના વિગ્રહનાં બીજ રહેલાં જ હશે એમ ઘણાઓની માન્યતા છે.

માણસ માણસ મટીને દેવ થાય તો તેનાં લોભ, લાલચ, ઈર્ષ્યા વગેરે નષ્ટ થાય અને લડાઈનો અંત આવે, પરંતુ એ શક્યના છે જ નહિ. ઘણા ધર્મધુરંધરોનું માનવું એવું છે કે દુનિયામાંથી ધર્મનો લોપ થતો જાય છે જેથી યુદ્ધો પ્રવર્તે છે. આમાં તથ્ય છે. ધર્મની–ખરા ધર્મની–ભાવના સતેજ હોય એટલે ઈશ્વિરનાં સરજાવેલાં મનુષ્યો સર્વ સમાન છે, તો યુદ્ધ સંભવે જ નહિ પશ્ચિમના દેશોમાં સંહારનાં સબળમાં સબળ સાધનો ઉત્પન્ન કરવા માટે જે પ્રયાસો થઈ રહ્યા છે તે જનસુધારણાને–Civilizationને ખરેખર લાંછનરૂપ છે જગતનું એ 'સિવિલાઇઝેશન' પ્રજાઓને ક્યાં લઈ જશે એ કહેવું મુશ્કેલ છે.

યુદ્ધથી કોને લાભ થાય છે? કોઈ કહેશો? હારે તે ખેદાન-મેદાન થાય જ, પણ જીતનારાને શું મળે છે? આ મોટ યુદ્ધને અંતે જીત મેળવનારે શું મેળવ્યું? અબજો રૂપિયાનાં દેવાં, લાખો માણસોના જાન ગયા, વેરઝેર તો વધ્યાં ને દેશોની સામાજિક અને ઔદ્યોગિક અસ્ત-વ્યસ્તતા થઈ ગઈ જેનું ઠેકા વર્ષો વીતશે, ને બીજા યુદ્ધની તૈયારી થશે. આમ લાભાલાભની પણ યુદ્ધનુ અનિષ્ટ તત્ત્વ સમજાય તેમ છે.

ગર્વ, મમત્વ, બીજાને તાબે રાખવાની ઇચ્છા, બીજાને પડાવી લેવાની દાનત, આપવડાઈ અને મનુષ્યના ભાવિ પ્રત્યે સમ અભાવ આ બધી વૃત્તિઓ યુદ્ધને પ્રેરનાર છે. તામસી વૃત્તિઓનુ કરવા માટે ધર્મબળ એ મોટું શસ્ત્ર છે અને સ્ત્રીજાતિ એ તન-મન-ધનથી ફાળો આપી યુદ્ધનો અંત લાવવામાં સહાયભૂ એ શુભેચ્છાથી આ લેખ લખ્યો છે. જગતની સર્વ મહિલાઓ દ્વારા આહ્વાન છે.

